# લીલીની આત્મકથા

એક સાચું જેવું વૃત્તાંત




સ્ત્રી સાહિત્ય મંદિર

કેળાંપીઠ

[કિંમત] સુરત [ત્રણ આના

આવૃત્તિ બીજી
ઈ. સ. ૧૯૪૦
સંવત ૧૯૯૬



તમારી

સખીઓ

બહેનો

પુત્રીઓ

વહુઓ

સૌ કોઈને સ્ત્રીશક્તિ

ગ્રંથમાળાનાં પુસ્તકો જ

ભેટ આપો.



ઇશ્વરલાલ વીમાવાળાનું
સ્ત્રીશક્તિ કાર્યાલય
કેળાપીઠ, સુરત.



દેશબંધુ મુદ્રણાલય, કેળાપીઠ, સુરતમાં ઇશ્વરલાલ એમ. વીમાવાળાએ છાપ્યું અને ત્યાંથીજ પ્રગટ કર્યું.

# બે બોલ

આપણા સમાજમાં અનેક યુવાન બહેનો સમાજની અનેક કુરૂઢિયોનો ભોગ થઇને રીબાય છે. બાળલગ્ન, વૃદ્ધલગ્ન, એક પર બીજી, કન્યાવિક્રય, સાટાં તેખડાં વિગેરે કુરીવાજો આપણા સમાજમાં શત્રુની ગરજ સારે છે.

એ શત્રુઓના સપાટામાં રીબાતી બહેનોનો કોણ ઉધ્ધાર કરશે? અમે સ્ત્રીશક્તિમાં એવી બહેનોના જીવતા જાગતા દ્રષ્ટાંતો પરથી લખાવીને કેટલીક વાર્તાઓ પ્રગટ કરી છે. તેમાંની આ એક છે. આની પહેલી આવૃત્તિ ચારેક વરસ પર બહાર પડી હતી. તે ટુંક સમયમાં ખલાસ થઈ ગઇ—એ બતાવી આપે છે કે આ વાર્તા વાંચક વર્ગને ઘણી ગમી છે. અમે આ નવી આવૃત્તિ કાઢી છે તેમાં ચિત્રો ઉમેર્યાં છે. આશા છે કે આને પણ ગુર્જર વાંચક જગત વધાવી લેશે.

ધ. વી.



હવે રાધામા પણ અંદર આવ્યાં. ને તેની પછાડી હું પણ ગઇ. રાધામા બોલ્યાં: જે હશે તે. રામચંદ્રભાઇ, હવે એ વાતજ જવા દો. [પાનું ૨૬

કહે છે કે દુઃખરૂપી ભઠ્ઠીમાં તવાવાથી માણસ વધારે પવિત્ર બને છે. સુખમાં એ છકી જાય છે—ફુલાઈ જાય છે ને પછી ગબડી પડે છે. દુઃખની કસોટીએ ચઢતાં એનામાંનું સાચું કનક ઝળકે છે.

હું તો એક સાધારણ સ્ત્રી છું. આ બધી ફીલસૂફીની વાતો સાંભળી છે—વાંચી છે, એટલું જ. એ વાત ખોટી છે એવું કહેવાનો મારો અધિકાર નથી. ક્યાં મોટા મોટા પંડિતો ને ક્યાં હું—એક થોડું ભણેલી, સામાન્ય અબળા? ના, ના! આ સત્ય સામે પડકાર કરવાની મારામાં જરાયે હિંમત નથી.

પણ એક હિંમત છે. મારા અનુભવની વાત કહેવાની. મારો અનુભવ તો કહે છે કે દુઃખ, અતિશય દુઃખ માણસને પવિત્ર તો બનાવે કે નહિ, કોણ જાણે; પણ જડ, નઠોર, લાગણીહીન તો જરૂરજ બનાવે છે. એના હૈયાની બધી કુમાશ હરાઈ જાય છે—ને ત્યાં માત્ર ચાંચો પત્થર રહે છે. અને, તે પછી રડવું પણ મુશ્કેલ બની જાય છે; આંસુ આવીજ નથી શકતાં; કદાચ, એના મસ્તક વિશે રહેલો એ ફુવારોજ લુપ્ત થઇ ગયો હોય, તેમ. હા! પંડિતો ગમે તેમ કહેતા હોય, મારો અનુભવ તો મને આવું કહે છે.

મારૂં નામ લીલી. અમે કાયસ્થ જ્ઞાતિનાં. મારૂં કુટુંબ ગરીબની ગણતરીમાં ન આવી શકે. આજથી બાવીસ ત્રેવીસ વરસ પર મારો જન્મ થયો ત્યારે મારા પિતાની સ્થિતિ ખસુસ ઠીક હતી.

હું જન્મી મારા પિતાની જરા મોટી ઉંમરે. તેઓ બે વેળા આશરે સત્તાવીશ વરસના હશે. આ ઉંમર હિન્દુના સંસારમાં મોટી ગણાય. કેમકે મારી માતા સાથે તેમનું લગ્ન થયાને નવ વરસ થઈ ગયાં હતાં. નવ નવ વરસના ગાળામાં મારી માતાને કશુંજ સંતાન ન થયું. એટલે મારા પિતા, દાદા ને બીજાં કુટુંબીઓએ બધી આશા માંડી વાળી હતી. અમારી ન્યાતમાં એક પર બીજી કરવાનો ચાલ ન હતો. ન્યાતને ચોપડે નામની છૂટ હતી. પણ તેનો લાભ હજુ સુધી કોઈએ લીધો નહોતો. તેનું કારણ એવું નહોતું કે તે છૂટ ન લેવી જોઈએ એવી બધાની ડહાપણભરી સમજ હતી. પરંતુ પહેલ કોણે કરવી એ સવાલ હતો. આપણા સામાજીક રીત રિવાજો સુધારવામાં દરેક વેળા આ પહેલ કરવાની હિંમતનોજ મોટો સવાલ હોય છે. તેને અભાવેજ—ઘણા, નાના નાના પણ સારી પેઠે ત્રાસદાયક રિવાજોનાં બંધન તૂટતાં નથી. બબડે છે દરેક, કંટાળે છે સૌ કોઈ, પણ ફેરફાર કરવાની હિંમત બતાવવાને કોઈજ તૈયાર નથી. અરે ! આ વાત પર મને ખરેખર ઘણી ચીઢ ચઢે છે ! ન્યાતવરામાં દુધીનું શાક તો જોઈએજ ! ભલે તે કોઈ ખાતું ન હોય, દડીસા ભર્યે ભર્યા છંડાતા હોય, તેનું કંઈ નહિ. પણ બાપદાદા કરતા આવ્યા છે માટે બે કરવુંજ જોઈએ. છૂટકોજ નહિ. પછી દુધી ત્રણ આને શેર કાં ન હોય ! ચોળીનું, મોરસનું, શકરિયાનું, ગાજરનું, મૂળાનું, લુણીની ભાજીનું શાક ન કરી શકાય. કેમ ? કોઈ બાપદાદે તે કર્યું નથી, માટે. વાહ રે આપણી વિવેકબુદ્ધિ !

પણ હું બહુજ આડી ઉતરી ગઇ. નવ વરસ સુધીની મારા વડીલોની ધીરજ આખરે ફળી અને હું જન્મી. ઘરમાં કલ્લોલ થઈ રહ્યો. અમારી ન્યાતમાં છોકરીની કિંમત છોકરા જેટલી તો નથીજ. પણ પહેરામણી—વાંકડા જેવો ભયંકર રિવાજ પણ નથી. જેથી કન્યા છેકજ અળખામણી નથી લેખાતી. મારો જન્મ અતિશય પ્યારો લેખાયો; તેનું તો બીજું પણ કારણ હોઈ શકે. ભવિષ્યમાં પુત્ર જન્મે એવી આશાનાં પગરણ મારા જન્મથી મંડાયાં. તેથી પણ મારો જન્મ શુકનરૂપ મનાયો.

એટલે ખાસ કરીને મારા દાદાના હરખનો તો પારજ નહોતો. મારા દાદી ઘણાં વરસ પર ગુજરી ગયાં હતાં. પણ મારા બાપ અને મારા દાદા તો મને ફુલની પેઠે ઉછેરવા લાગ્યા.

ને મારી મા તો ખરીજ ને !

પણ વહાલી મારી મા ! આજે મને એનું ગોળમટોળ મોઢું બહુજ ઝાંખું ઝાંખું સાંભરે છે એટલુંજ. અરેરે ! એ બાપડીની કોઇએ એકાદી છબી પણ સંઘરી નથી. પડાવી હશે કે નહિ તે કોણ જાણે ! પણ મારી મા તરીકે જેને હું વહાલભેર ચૂમી શકું એવી એક તસવીર પણ આજે મારી પાસે નથી એ મને બહુજ સાલે છે.

કેમ ન સાલે ? માત્ર છજ વરસની અતિશય કુમળી ઉંમરે હું નમાઇ થઈ પડી. મોટપણે જ્યારે જ્યારે મારી મા વિશે મારે કોઇની સાથે વાત થઇ છે ત્યારે ત્યારે સૌએ મારી માનાં ખૂબ વખાણ મને સંભળાવ્યાં છે. માત્ર ખુશામત તરીકે નહિ. એ પણ મારા અનુભવમાં છે. પણ મારી મા વિશે, તેની ભલમનસાઇ, તેની મિઠાશ, તેની સાલસતા વિશે વાતો કરતાં મેં કેટલાંક ઘરડેરાંની આંખો આંસુભીની થતી પણ જોઇ છે. ને "સવિતા

તે સવિતાજ" (એ મારી માનું નામ) એ શબ્દો તેઓને વારંવાર અન્યત્ર પણ બોલતાં જાણ્યાં છે. એ પરથી મારી માને હું બચપણમાંજ ગુમાવી બેઠી તે બહુજ લાગે છે. મારી મા આદર્શ સ્ત્રી હતી એવી મારા પર ખૂબ ઉંડી છાપ પડી ગઈ છે. ને તેથી બચપણમાં તેને ગુમાવ્યા બદલ મારૂં અંતર વધારે ચચણી ઉઠે છે.

મેં લખ્યું તેમ અમારૂં કુટુંબ પૈસે ટકે સુખી હતું. તેથીજ માત્ર નહિ, પણ વળી ન્યાતમાં કન્યાની પણ સારી છૂટ હતી; તેથી પણ મારા પિતાના ફરી વિવાહ મારી માના મરણ પછી લગભગ તરતજ થયા. ને વિવાહ પછી બીજી લગ્નમોસમમાં તેમનાં લગ્ન પણ થયાં. મારી "નવી મા" સોળ સત્તર વરસની હતી. લગ્ન પછી તરતજ તે સાસરે રહેતી થઇ, ને મને સાવકી માનો અનુભવ થવા લાગ્યો.

પણ મારા દાદાને હું ખૂબજ લાડકી હતી, ને તેમનો કરપ પણ ઝાઝો હતો, તથા મારી નવી માને ઘર નવુંસવું હતું. તેથી પહેલાં બેએક વરસ દરમ્યાન તો સાવકાસહોયારાની કશી ખાસ મુસ્કેલી મને નડી નહિ. મને માત્ર મારા દાદાની હુંફ હતી એમ નહિ. મારા મોસાળ પક્ષનાં દાદા દાદી બંને હયાત હતાં. અને તે દાદીનું મારા પર ઘણું વહાલ હતું. તેમાં પણ મારી મા ગુજરી ગઇ તેથી તો મારા પર એ દાદીમાનો પ્રેમ બહુજ વધી પડ્યો હતો. સહેજસાજ ઢોકળાં પાતરાં કર્યાં હોય તો પણ એક રકાબીમાં ચાર કકડા "લીલીને માટે" આવતા. કોઇ પણ નવી વસ્તુ, ફળફળાદિ મને પ્રસાદી ધરાવ્યા વિના મારાં એ દાદીમા ખાતાં નહિ.

એમ લાડમાં ઉછરતી હું આઠ વરસની થઇ ને નિશાળે

પણ જતી થઈ. એ અરસાનો એક પ્રસંગ મને હજુ સાંભરે છે. ચૈતર મહિનો પૂરો થવાની તૈયારીમાં હતો. હું નિશાળે ગઈ નહોતી. એટલે હું ધારું છું કે તે દિવસે રવિવાર હશે, અથવા કોઇ ટાણા તહેવારની રજા હશે. અને આવા રજાના દિવસોમાં મારાં દાદી મને કદિ મારે ઘેર રહેવા ન દેતાં—તેડાવી જ લેતાં. રજાના દિવસો હું હંમેશ મોસાળમાંજ ગાળતી.

તે દિવસે દાદીમાએ કંઇ સારૂંજ ખાવાનું બનાવ્યું હતું. જમ્યા પછી મારાં દાદી મારૂં માથું ઓળવા બેઠાં. મારૂં માથું રમતમાં જરા વેરવિખેર થઇ ગયું હતું. અને એવી બાબતની મારાં દાદીને ખૂબ ચટ હતી. એક બાજુ મારી માશી પણ (તે બહુ તો તેર વરસની હશે. એટલે કંઇ મારાથી બહુ મોટી ગણાય નહિ.) પોતાના વાળ સમા કરતી બેઠી હતી. ને પાસેજ એક મોટા અરીસા સામે હું બેઠી હતી. ને મારા વાળ દાદી ઓળતાં હતાં. ઓળતાં ઓળતાં તેઓ લાડ કરતાં કહેઃ "જોજેને, ગણુ, અમે તો લીલીને હવે કંઇ કંઇ કરવાનાં છીએ."

ગણુ મારી માશીનું નામ હતું. તેણે સ્વાભાવિક રીતે કુતૂહલથી પૂછ્યુંઃ "શું બા?"

હું પણ જાણવાને આતુર હતી. એક તો સ્ત્રી ને વળી બાળક. ને વળી મારે પોતાને વિશેની વાત જાણવાને આતુર કેમ ન હોઉં?

મારાં દાદી જાણે ગીત ગાતાં હોય તેમ બોલ્યાંઃ "અરે, જોજેની, માલણ આવશે, ટોપલો ભરીને ફુલ લાવશે, લીલીબ્હેનને વાડી ગુંથશે; પછી સારાં સારાં કપડાં પહેરાવીશું, ફક્કડ ફક્કડ દાગીના પહેરાવીશું, ને પછી લીલીબહેનને નાતમાં ફેરવીશું—આમ...જોજેની. લટકે ને મટકે!"

અમારી ન્યાતમાં આવી રીતે વાડી ભરવાનો રિવાજ હતો. હવે તે ઘણું અંશે ઓછો થઇ ગયો છે. પણ પહેલાં તો દરેક

છોકરીને આઠ દશ વરસની થાય ત્યારે જાણે "સૌંદર્યની રાણી" બનાવીને ન્યાતમાં ભોજનસમારંભ હોય ત્યારે ફેરવતા. કદાચ લગ્નના બજારમાં "દેખાડો" કરવાનો જ આ રિવાજ માની શકાય. કેમકે પહેલાં તો લગભગ એવડી ઉંમરેજ વિવાહ થતા-ને લગ્ન પણ નાની ઉંમરે લેવાતાં. જમાનો બદલાયો તેમ તેમ અમારી ન્યાતમાં કન્યાની લગ્નવય બદલાતી ગઇ. પરંતુ "દેખાડો" કરવાનો આ રિવાજ તો સાપ ગયા ને લીસોટા રહ્યા, એ ન્યાયે ચાલૂજ રહ્યો હતો.

અને મને પણ તે વેળા વાડી ભરાવવાની ઘણી હોંશ હતી. એ વરસથી હું મારા દાદાજીને, મારા બાપને વગેરેને કહ્યા કરતી હતી-સમજ્યે, વગર સમજ્યે-કે મને વાડી ભરાવો, મને વાડી ભરાવો.

આજે હવે છોકરીઓ મોટી ઉંમરે પરણે છે. આ મોટી ઉંમરની છોકરીઓને વાડી ભરાવવાનું ગમતું નથી. કેમ નથી ગમતું તે મને નથી સમજાતું. પ્રસંગોપાત ફુલની વાડી માથે ભરવાનો રિવાજ ખરેખર મને તો નાંખી દેવા જેવો નથીજ લાગતો. પણ હમણાં હમણાં તો સુધારાને નામે આપણે આંખો મીંચીને ફેરફારજ કરીએ છીએ ને કેટલીક સારી પ્રથાઓ અને સૌંદર્ય-પૂજાની, કલાપ્રેમની વૃત્તિને પણ કચડી નાંખીએ છીએ.

પણ-મને કટેવજ છે એવી-પાછી હું આડી ઉતરી ગઇ.

મારી માશી ગણુએ પૂછ્યું: "ક્યારે, બા ?"

દાદીમા બોલ્યાં: "કેમ વળી ? તને ખબર નથી, પરમ દિવસે ન્યાતનો ઓચ્છવ છે તે ? કેવું ફક્કડ ફક્કડ ખાવાનું છે. આમ તમારે...રસ ને રોટલી ને ખાટાં ઢોકળાં ને જાતજાતનાં શાક ને... બહુ બધું છે. ને લીલીબહેનને તેમાં વાડી ભરીને લઇ જવાનાં છે. જોજેની, અમારાં લીલીબહેનને તો તારા કરતાં પણ ફક્કડ વર સાથે પરણાવીશું..."

આવું બોલવાની અને મારી ગણુમાશીને ચીઢવવાની મારાં દાદીમાને ખાસ ટેવ હતી. ને ગણુમાશી એથી જરા ચિઢાતી પણુ ખરી. હજુ તો એનો પણુ વિવાહ થયેલો નહોતો, તે છતાં.

હું બોલી: "હેં જીમા ! (હું મારાં દાદીને જીમા કહેતી.) ખરેખર, મારી વાઢી ભરશો ને ?"

દાદીમા બોલ્યાં: "અરે જોજેની, કેવી ફક્કડ ! પણુ તું ડાહી થજે હોં ! રડતી નહિ હોં !"

હું બોલી: "ના, જીમા ! હું નહિ રડું."

અરેરે ! એ ટૂંકડું પણુ સુખી બચપણુ મને સાંભરે છે ત્યારે મને કંઇ કંઇ થઇ જાય છે. એક દાદા અને બીજાં દાદીની છત્તર છાયા હેઠળ હું કલ્લોલ કર્યા કરતી હતી. પણુ મને ખબર નહોતી કે એ બહુ લાંબો વખત નભે એમ નહોતું.

પરમ દિવસે વાડી ભરવાની છે એ જાણી મારા હરખનો તો પાર ન રહ્યો. મારાં દાદીમા પણુ એ વિશે ખૂબ હોંસ અને ઉમંગમાં હતાં.

પણુ બીજેજ દિવસે એવું બન્યું કે એમનો એ ઉમંગ ઓસરી ગયો—એમનો ઉમંગ ઉદાસીમાં ફેરવાઇ ગયો.

માત્ર એમનોજ નહિ, મારો પણુ.

જે જ્ઞાતિભોજનના સમારંભમાં મારે માથે વાડી ભરીને મને ફેરવવાની હતી તે ભોજનસમારંભ અમારી ન્યાતમાં બહુ માનીતો અને ઘણે અંશે અવનવો હતો. ન્યાતનો કોઇ એક પૈસાદાર શેઠીયો ત્રીસેક વરસ પર ગુજરી ગયો હશે. તેણે પાંચેક હજાર રૂપિયા ન્યાતના પંચને ભેટ આપેલા. એવી શરતે કે વૈશાખ મહિનામાં પોતાની વરસગાંઠ હતી તે દિવસે વરસોવરસ રસ રોટલી અને ખાટાં ઢોકળાંનો ઓચ્છવ જમાડવો. કેરી ગમે તેટલી મોંઘી હોય તોપણુ રસરોટલી તો થવાં જ જોઇએ એવી શરત હતી. અને

રસરોટલીની ન્યાત બીજી એક કદિ જમતી નહિ. (લગ્નને અંગે પોતાને ત્યાં એ જમણની ન્યાત જમાડવાની હજુ કોઈની હિંમત ચાલી નહોતી.) તેથી આ જમણ જમવા માટે ન્યાત આખી બહુ આતુર રહેતી. બહારગામ રહેનારાઓ પણ બની શકે તો આ લાભ લેવા તે દિવસે આવી રહેતાં. અને જે થોડા દૂરનાં ગામોમાં રહેતા હતા તે તો ભાડું ખરચીને પણ આવી લાગતા. આમ આ પ્રસંગની મહત્તા ઘણી હતી. ને તેથી મારાં દાદીમા એ પરત્વે ખૂબ હોંસમાં હોય—ને હું તેથી પણ વધારે ઉમંગમાં હોઉં એ તદ્દન કુદરતી હતું. આ જમણ ન ચૂકાય ત્યાં સુધી નજ ચૂકવું એવો ન્યાતના દરેક કુટુંબનો પ્રયાસ રહેતો.

એટલે તે દિવસ લગભગ આખોજ મેં મારી ગણુમાશી સાથે, તેમજ કોઇક કોઇક વાર મારાં દાદીમા સાથે એ જમણ વિશે રસ લઈ લઇને વાતો કરવામાંજ ગાળ્યો. પણ—?........

બીજે દિવસે હું નિયમ પ્રમાણે નિશાળે ગઇ. લગભગ એએક વાગ્યા હશે. અમારાં મહેતી મને કહે: લીલી, તારું મોંઢું આટલું રાતું કેમ લાગે છે?

હું બોલી: કોણ જાણે?

તેઓ—કહે: આમ આવ. મારી પાસે આવ.

હું ગઇ. તેમણે મારો હાથ પોતાના હાથમાં લીધો. પછી મારે પેટે હાથ મૂક્યો અને બોલ્યાં: હાય, હાય મા! તને તો સસડીને તાવ આવેલો છે! જા, જા, તું તારે ઘેર જા. તને કાશી મૂકવા આવશે.

અને મને પણ તેજ વેળા બરાબર ભાન આવ્યું કે મારું શરીર તાવે સસડતું હતું. નિશાળની નોકર બાઇ કાશી મને ઘેર મૂકવા આવી, ને હું પથારીમાં પડી. તાવ તે વખતે સારી

પેઠે હતો. મારા દાદાજી ઘરમાંજ હતા. તેમણે તાબડતોબ બરફ મંગાવ્યું અને પોતાં મૂકવા માંડ્યાં. મારી સાવકી માએ મને ચહા કરીને પાઈ. એટલામાં દાદાજીએ કહ્યું: "રાધા, (એ મારી સાવકી માનું નામ હતું.) તું પેલા ચીમનને લીલીને મોસાળ મોકલ. લીલીની દાદીને કહી આવે, તાવ આવ્યો છે તે."

રાધામાએ મ્હોં સહેજ કટાણું કર્યું, પણ તેનાથી દાદાની આજ્ઞા લોપાય તેમ નહોતું. ચીમન નોકર તરત મારે મોસાળ દોડ્યો. તે પાછો વળ્યો ત્યારે સાથે મારા દાદી પણ હતાંજ.

"હાય હાય મા રે! મારી દીકરીને કોની નજર લાગી?" કરતા તેઓ પહેલાં તો મને બાઝી પડ્યાં. ને પછી તરત મારા દાદાજીને ઉઠાડીને તેમણે બરફની પોટલી પોતાના હાથમાં લઇ લીધી અને માથે ફેરવવા માંડ્યું.

મારી એ માંદગી ધીમે ધીમે વધવા લાગી. બપોરે તાવ ત્રણ ડીગ્રી હતો તે રાત્રે ચાર સવાચાર—સાડાચાર પર ગયો. મારી સાવકી મા તો ઉજાગરો કરી શકી નહિ. પણ મારા દાદાજી ને દાદીમા તો તે રાતજ નહિ પણ બીજી ત્રીજી, ચોથી એમ ચાર રાત અખંડ જાગ્યાં. ત્રીજે દિવસે પેલો ઓચ્છવ હતો. મારા બાપાજી ને મારી રાધામા બંને જમવા ગયાં. તેમણે તેમજ મારા દાદાજીએ મારાં દાદીને ખૂબ આગ્રહ કર્યો કે તમે જમવા જાઓ લીલીને ઠીક છે. પણ તેઓ બોલ્યાં: "હાયરે મા! મારી દીકરી આમ પથારીમાં તરફડે ને હું કેરીના ગોટલા ચાટવા જાઉં ગળે કેમ ઉતરે, બળ્યા! નારે મા, ના!" તેઓ મારી પથારી આગળથી ખસ્યાં પણ નહિ. મારા મમાવા ને મામા જમવા ગયા તેની સાથે મારી ગણુમાશી પણ રડતી રડતી જમવા ગઈ, કેમ તેને અમુક રેશમી ઓઢણી પહેરવી હતી ને તે મારા મામાને જડવાથી તેમણે બીજી પહેરાવી. મારાં દાદીમાને ત્યાંથી કહે

આવ્યું, કે આવીને ઓઢણી શોધી આપો. પણ તે તેમણે નજ ગણકાર્યું. મારા મમાવા—મોસાળ પક્ષના દાદાએ—(તેમના વરે) કહેડાવ્યું તોપણ. "મારી લીલી દીકરીની પથારી છોડીને હું ખસવાની નથી." એમ તેમણે સ્પષ્ટ કહ્યું.

મારાં દાદીમા અને દાદાજીની અથાક મહેનત ને અખંડ ઉજાગરા વડે લગભગ નવ દશ દિવસે હું કંઇક ઠીક થઇ. તાવ ટાઇફોઇડનો હતો, વગેરે મેં પાછળથી જાણ્યું. પણ મારાં દાદીની મને વાડી ભરાવવાની અને એ પ્યારા ભોજનસમારંભમાં મહાલવાની તમામ હોંશ રદ થઇ ગઇ. મારી હોંશ પણ ઉડી ગઇ. અને તે સદાને માટેજ ઉડી ગઈ. કેમકે—

તાવ જેવો મારા શરીરમાંથી ઉતર્યો તેવોજ લગભગ એ મારી દાદીમાના શરીરમાં દાખલ થઇ ગયો. હું સહેજ બેસતી ઉઠતી થઇ ને તેઓ પોતાને ઘેર રહેવા ગયાં, તેજ દિવસે રાત્રે તેઓ પટકાયાં. અને પડ્યાં તે પડ્યાંજ. તેમની ઉંમર ઝાઝી નહોતી, એંતાળીશને આશરે હતી. પણ આઠ આઠ દિવસની મારી માંદગીમાં થયેલા ઉજાગરાએ તેમના શરીરને નિર્બળ બનાવી દીધું હતું. એ દુબળો શરીરકિલ્લો તાપીદાસના જોશભર્યા હલ્લા સામે ટકી ન શક્યો. લગભગ આઠમે કે દશમે દિવસે, મારૂં જીવ પેઠે જતન કરનારાં પ્રેમાળ દાદીમાની ગોદ હું ગુમાવી બેઠી,—તેઓ ગુજરી ગયાં!

હું બહુયે રડી. મારાં દાદીમાને બાળી નાંખવા સામે મેં બહુ બહુ પોકાર કર્યો, પણ કોઇએ મારૂં નજ માન્યું. ને બધા તેમને ઠાઠડી બાંધીને લઇ ગયા! આજે હું સમજું છું કે એ રીતે મારે ને સૌને જવાનું છે. પણ હું કેમ એટલું બધું રડેલી તેય હું સમજી શકું છું. મારૂં નાનકડું હૈયું બરાબર સમજી શક્યું હતું કે તેનો એક ખરેખરો આધાર જગતમાંથી લુપ્ત થાય છે;

ને તેથીજ તેણે છૂટથી આંસુ સાર્યાં.

પણ—પણ આજે મને લાગે છે કે એને સાચી વાતની ખબર હોત તો એ એથી પણ વધારે પોક મૂકત—વધારે કકળાટ કરત. એને—એટલે કે મને—ખબર નહોતી કે એ માત્ર એકલી એક હુંફાળી છાંય જવાનો સવાલ—નહોતો—એ તો મારી કમનસીબીના પહેલા પગથીયાનું ચણતર હતું; એ પછી મારે માટે માત્ર કમનસીબી ને કારમી કડવાશજ અનુભવવાનાં લખેલાં હતાં. એ વાતના પગરણ તરીકે આ બનાવને હું સમજી શકી નહોતી. સમજાું તેવું નહોતું. નહિ તો હું વધારેજ રડત.

મારા મોસાળમાં મારા પર મુખ્ય હેત રાખનાર મારાં દાદીમા હતાં. તે ઉપરાંત ત્યાં કોણ કોણ હતું એ હકીકત આ તબકકે જણાવવાની જરૂર છે. મારા દાદા, મારા છગનમામા ને મારી ગણુમાશી. મારા દાદાનો સ્વભાવ બહુ ચીઢીયો હતો. અને વાતવાતમાં તેઓ ગુસ્સે થઇ જતા. મારા મામાને તેમની સાથે બીલકુલ નહિ બને. એટલે બાપ–દીકરો બને તેટલા એક બીજાથી અળગા રહેતા. મારી ગણુમાશીની ઉમ્મર મેં જણાવ્યું તેમ બાર તેર વરસની હતી. અને ત્યાં સુધી મારાં દાદી હયાત હતાં ત્યાં સુધી તો તેને કશી વાતની ફિકર કે ચિંતા નહોતાં. પણ હવે મારાં દાદી–તેની મા—ગુજરી જવાથી તરત આ બધો ઘરનો ભાર તેના ઉપર આવી પડયો ને તે જરા મુંઝાવા લાગી. પણ તેની એ મુંઝવણ લાંબી ટકે તેમ નહોતું.

અરે ! હું શું લખું છું ? તેની મુંઝવણ લાંબી ટકે તેમ નહોતું ? હા, એ સ્વરૂપે તો નહિજ; પણ બીજે સ્વરૂપે તો મુંઝવણ અને મુસ્કેલી ઘણાંજ વધારી મૂકે તેવો બનાવ થોડાજ વખતમાં બન્યો.

મારાં દાદી ગુજરી ગયાંને લગભગ મહિનો સવા મહિનો થયો હશે. એક દહાડો સ્હવારે લગભગ નવેક વાગે મારા (બાપાવા) દાદાની સાથે હું મંદિરે દર્શન કરવા ગઇ હતી. એવી રીતે તેઓ ઘણીક વાર મને લઇ જતા. અમે દર્શન કરીને બહાર નીકળતાં હતાં. એવામાં "કેમ, બાલકીસનભાઇ, કેમ છો ?" એ રીતે એક સાઠેક વરસનાં ડોશીમાએ તેમને બૂમ પાડીને ઉભા રાખ્યા.

મેં તો એ ડોશીને કંઇ ઓળખ્યાં નહિ. હું ઓળખતી ન હતી. મારા બાપાવાએ ઓળખ્યાં ને કહ્યું: "ઓહો ! ડાહીમાશી ! તમે ક્યારે આવ્યાં ?"

ડાહીમાશી સાઠ બલ્કે સિત્તેર વરસનાં હશે. તેમને શરીરે કરચલી વળી હતી છતાં ટટ્ટાર ચાલતાં હતાં. તેમના હાથમાં દુરબીન હતું. તેઓ બોલ્યાં: "હું કાલેજ આવી. મારી બ્હેનનો દીકરો માંદો છે ને, તે ખબર લેવા. બે ત્રણ દિવસ રહેવાની છું."

મારા બાપાવા બોલ્યા: કેમ છે તેની તબીયત ?

ડાહીમાશી બોલ્યાં: "ઠીક છે હવે. પણ કંઇ કહેવાય નહિ. મહું, તમે જરા અહિં ઉભા રહો, બે મિનિટ. હું દર્શન કરીને આવું, મારે જરા તમારી સાથે વાત કરવાની છે."

મારા દાદા બોલ્યા: "ભલે ભલે, હું ઉભો છું."

જતાં જતાં માશી બોલ્યાં: "આ કોણ ? સવીની છોકરી ને ? મોટી થઇ ગઇ હોં ! સવીના જેવીજ દેખાવમાં તો થઇ છે ને !"

એમ કહેતાં કહેતાં તેઓ ચાલી ગયાં.

ચાર પાંચ મિનિટમાં તેઓ પાછાં બહાર આવ્યાં ને અમે એક બાજુએ ઉભાં હતાં ત્યાં આવી લાગ્યાં. ને પછી એકદમ ખાનગી વાત બોલતાં હોય, તેમ ખૂબ હલકે સાદે મારા દાદાને કહેવા લાગ્યાં: "હં, ત્યારે ગુલાબભાઇ પાછા પરણે છે, તે ખરી વાતને ?"

ગુલાબભાઇ એટલે મારા બીજા દાદા—મારા અમાવા, જે

કમણાંજ વિધુર બન્યા હતા, તે.

મારા બપાવાને નવાઈ લાગી. તેઓ જરા ચમકીને બોલ્યા: હેં? કોણે કહ્યું? મેં તો નથી સાંભળ્યું.

ડાહીમાશી બોલ્યાં— તો, તમે ન સાંભળ્યું હોય? વળી પેલી વિમળીનું ને ચંપાનું એનાં માગાં પણ ગયાં છેને?

મારા બપાવા બોલ્યા: અરે, પણ એમને છેંતાળીસ તો થયાં. હવે કેટલા કાળ વાસ્તે પરણે? આ છગન હવે વરસે બે વરસે પરણશે એટલે સંસાર ખાસ્સો ચાલશે.

ડાહીમાશી બોલ્યાં: એ તો તમે કહો છો ને? પણ છગનને ને ગુલાબદાસને બને છે ક્યાં? છગન તો પરણે કે તરત જુદો રહેવાનો. ને વરસે બે વરસે ગબુ પણ પરણીને સાસરે જવાની. પછી ગુલાબદાસનું કોણ?

મારા બપાવા બોલ્યા: ભાઇ, તે તો એની મરજીની વાત છે. બાકી હવે એને આપણી નાતમાંથી કોઇ આપે એમ પણ હું ધારતો નહોતો. ત્યારે તમે તો કહો છો કે બબ્બે માંગાં ગયાં છે. હશે ભાઇ. આપણને શી ખબર પડે?

ડાહીમાશી બોલ્યાં: ના, ના. મકું મારૂં કહેવું તો એમ હતું કે ત્યારે આપણી વીજળીની મેનાને તમે ત્યાં કામ ન પાડી આપો? તમારૂં કહ્યું ગુલાબભાઇ માન્યા વિના નહિ રહે. અહિં આવી છું તો આટલું નક્કી કરતી જાઉં.

વીજળી એ ડાહીમાશીની દીકરી હતી—ને મેના તેની દીકરી હતી. પણ મારા બપાવાએ તો એ વાતમાં ડોકુંજ ધુણાવ્યું: ના ભાઇ, એ મારૂં કામ નહિ. પહેલાં એ મારો દોસ્તદાર હતો ખરો, પણ પછી વેવાઇ થયો અને અમારો સંબંધ બદલાઇ ગયો. ને વળી મારાથી એ કામજ બને નહિ.

ડાહીમાશી બોલ્યાં: અરે, પણ મેના છે પણ મેના જેવીજ—

આમ...ફુટડી ને ચાલાક, તમે કંઇ કરી આપો, તો તમારો પાડ નહિ ભૂલું.

પણ મારા "દાદા" (મમાવા)ના "વેશવાળ"ની આવો વાતો મારી સમક્ષ થાય તે મારા બપાવાને ઝાઝું ગમ્યું નહિ હોય તેથી, કે ગમે તેમ, પણ ડાહીડોશીને ઉડતો જવાબ આપી તેમણે મને લઇને ચાલવાજ માંડ્યું.

તે વખતે તો મને આ વાતમાં કંઈ ઝાઝી સમજ ન પડેલી. આજે એ બનાવનો ચિતાર મારી સમક્ષ ફરીથી તાદ્દશ ખડો થાય છે. કારણ કે એનું મહત્વ હું બરાબર સમજું છું. મારા દાદા–મમાવા–મારી દાદી ગુજરી ગયા પછી, ઘરમાં પરણવા યોગ્ય છોકરો છતાં, ફરી બેલા બાંધવા બહાર નીકળ્યા હતા. ને છેંતાળીસ વરસની ઉંમરના એ વરરાજા ઉપર પણ, અમારી વરવિહોણી ન્યાતમાં પડાપડી થતી હતી–પોતાની પન્દર પન્દર વરસની કન્યાને હામ પાડવાને પડાપડી થતી હતી.

ને–ને આ શી-તેર વરસની ડોસી પણ મારા બપાવાની મદદ વડે પોતાની એક "ફુટડી–ચાલાક" પૌત્રીને હામ પાડવાની ખટપટ ચલાવી રહી હતી ! ને તે ક્યાં ?–દેવના મંદિરમાં. ખરેખર, મને લાગે છે કે આપણાં દેવમંદિરોનો ઉપયોગ વિશેષ ભાગે આવી રંડાવવા મંડાવવાની ખટપટો માટેજ થતો હોવો જોઇએ. એ સ્થાનજ એવું છે, જ્યાં સ્ત્રી ને પુરૂષ છૂટથી હળી ભળી શકે છે; બીજે કોઇ પણ સ્થળે તેમને એવી છૂટ નથી પ્રાપ્ત થતી...... આપણા સમાજમાં તો નહિજ.

એ ભલે. હું ટુંકું કરૂં. એ વૈશાખ ગયો. જેઠ ગયો. ચોમાસું ગયું. ને કાર્તક સુદમાં જ મને લગન મહાલવાં મળ્યાં. સુદ બારસેજ મારા દાદા ફરી પરણ્યા ! મેના ને વિમળા ને ચંપા ને

એવી બીજી જે કોઇ હોય તે સૌની હરિફાઇમાં પણ ચંપા ફાવી હતી ને તે મારી દાદી થઇને આવી.

મારે સાવકી મા હતી. હવે સાવકી દાદી પણ થઇ.

થયું. એક ઠુંફાળું છત્ર ગયું. તેને સ્થાને નવાં નાનકડાં દાદીમાની સાથે નવું પાનું પાડવાનું આવ્યું.

પણ એ બસ ન હોય તેમ તેજ વરસમાં મારા બાપાવા પણ મરણ પામ્યા. એમની છાતી બંધ થઇ ગઇ અને ઉપડી ગયા. એ બન્યું મહા મહિને.

ત્યારથી મારી 'વલે' શરૂ થઇ.

અત્યાર સુધી મારા જીવનમાં મારા પિતાએ બહુ ભાગ ભજવ્યો ન હતો. મારા એક દાદા અને બીજાં દાદી વચ્ચે હું એવી વહેંચાઇ જતી, કે તેમને મારી સાથે વિશેષ લાડ કરવાનો વખતજ આવતો નહિ. તેમ મારી પાછળ દેખરેખ રાખવાની કે ધ્યાન આપવાની કે મારી સંભાળ લેવાની જરૂરજ પડતી નહિ. વળી તેઓનો સ્વભાવ જરા વિચિત્ર હતો. જાતજાતની ખરી ખોટી ઉપાધિઓ વ્હોરવાની તેમને બહુ ટેવ હતી. કોઇનું એક કામ માથે લે, તો કોઇનું બીજુંજ; તો વળી ત્રીજાની સાથે કંઇ ત્રીજીજ જાતની ધમાલ ચાલતી હોય. એ બધાં લફરાંમાંથી ઘરમાં ઝાઝું બેસવાનો કે ઘરની જંજાળ તરફ ધ્યાન આપવાનો વખત પણ તેમને મળતો નહિ. તેમ વળી માથે વડીલ પિતા મોજુદ હતા. અને તેઓ આ બધી વાતનો ભાર માથે ખુશીથી રાખતા હતા. એટલે તેમને ચિંતા જેવું હતુંજ નહિ.

પણ હવે આ સ્થિતિ ફેરવાય એવા સંજોગો ઉભા થયા હતા. મારે એક કાકા હતા. પણ તે તો પાગલ હતા, એટલે તેમને

તો ઘરના એક ઓરડામાં જ પૂરી રાખવા પડતા. અને ઘરના માણસ તરીકે તેમની ઉપયોગિતા કશી ન હતી. અને હવે દાદાજી-બપાવા-ગુજરી જવાથી ઘરમાં જો મારા પિતા વધારે ધ્યાન ન આપે તો મારી સાવકી માનુંજ સંપૂર્ણ ચલણ શરૂ થાય એ દેખીતું હતું.

ને થયું પણ એજ. સંજોગો ફેરવાયા, પણ મારા પિતાનો સ્વભાવ તો નજ ફેરવાયો. દુનિયામાં ઠેર ઠેર આજ વસ્તુ આપણે જોઇએ છીએ. પૈસાદાર માણસો પૈસો હોય ત્યારે ઉડાઉ રીતે પૈસો વાપરે છે ને એવોજ તેમનો સ્વભાવ ઘડાઇ જાય છે. આસમાની સુલતાની થતાં, ને એકાએક ગરીબાઇમાં આવી જતાં પણ છૂટે હાથે પૈસા ખરચવાની તેમની ટેવ જતી નથી અને કરજના ખાડામાં ડૂબે છે. સ્વભાવનું ઓસડજ નથી એમ કહેવાય છે. કોઇક કહે છે કે સ્વભાવનું ઓસડ સંજોગ છે. પણ તે હંમેશ સાચું હોય એમ નથી લાગતું.

આમ ઘરની સંભાળ રાખનાર વ્યક્તિનો લોપ થવા છતાં ઘર તરફ દુર્લક્ષ કરવાનો મારા પિતાનો સ્વભાવ ન બદલાયો. ઉલટું, મારા દાદાનું પેન્શન આવતું બંધ થયું, એટલે આવક ઓછી થવાની ગણતરીથી તે વધારવાનું તેમણે નક્કી કર્યું. પોતાની સુખની નોકરી હતી તે છોડી દીધી અને એક દુકાન કાઢી તથા તેની સાથે સાથે વળી સટ્ટો પણ ખેલવા માંડ્યો.

ને—?

ને ઘરમાં મારે માથે મારી સાવકી માની ટપલાબાજી શરૂ થઇ. મને હવે સમજાય છે, કે આમાં કદાચ મારી સાવકી મા રાધાનો જેટલો વાંક હોય તેના કરતાં તેનાં પીયરીયાંઓનોજ વધારે વાંક હશે. તેઓની ભંભેરણી અને ચઢાવણીનું ઝેર એના મગજમાં

ન રેડાતું હોય, તો મારે જે સહન કરવું પડ્યું તે ન પડત એમ હું ધારું છું. પણ આ તો કલ્પનાજ ગણાય. રાધામાને મારા પ્રત્યે રોષ પ્રગટે તેનું એક બીજું કારણ પણ અત્યારે મને સમજાય છે. મારા દાદા જીવતા હતા એ ગાળામાં ઘણીય નાની નાની બાબતોમાં એના શબ્દોની ઉપરવટ થઇને દાદા મારા બોલ ઝીલી લેતા—પાળતા; ને મારો વાંક હોય, ખરેખરો ગુન્હો હોય તો તે પણ દબાવી દેતા. આમાં રાધામાનું કશું ચાલતું નહિ, ને તેથી ખચીત તેને ખોટું લાગતું. અત્યાર સુધીમાં આવો જે મુંગો માર તેણે સહન કરેલો તેનું 'વેર લેવાની તક મને મળી' એમ એ માને તો એમાં ખોટું પણ શું ? આટલે અંશે મારી એ સાવકી માને ચીડાવાનું—મારી સામે ખડા થવાનું કારણ હતું એ આજે હું સમજું છું, ને કબુલ કરું છું. પણ એ કારણ મેં આપ્યું નહોતું. છતાં મારેજ એનું દુઃખદ પરિણામ સોસવું પડ્યું એવી ફરિયાદ તો હું ખચીત કરીજ શકું. છતાં, એમાં મારો વાંક ન હતો—હોય તો મારા દાદાજીનો હતો, એવી વસ્તુ સમજીને ઘુંટડો ગળી જવા જેટલી સમજશક્તિની રાધામામાં આશા કેવી રીતે રખાય ? એ પણ એક બિચારી તદ્દન સાધારણ કોટિની જ સ્ત્રી હતી ને ? હશે.

સાવકી માનાં દુઃખ કઇ જાતનાં હોય છે એ વિશે હું લંબાણ લખવા માંગતી નથી, કેમકે એ બહુ સામાન્ય વસ્તુ છે, અને સૌ કોઇના જોવામાં આવે છે—જ્યાં ત્યાં જોવામાં આવે છે. આમ છતાં એવો એકાદ સામાન્ય અનુભવ અને એક બે મહત્વના પ્રસંગો તો મારે રજુ કરવા જ જોઇએ.

એક દિવસે હું ઉંઘતી હતી. સ્હવારે છ સાડા છ વાગ્યા હશે. એવામાં મને કંઇક વેદના થતી હોય એમ લાગ્યું. ને તેથી હું જાગી ઉઠી. જાગીને જોઉં છું તો મારા પિતા મારો કાન અમ-

ળાવી રહ્યા હતા ને એકદમ ગુસ્સામાં આવી જઈને બોલતા હતાઃ

"બોલ, કરશે ? કરશે ફરીથી ? બોલ, કે નહિ કરૂં ? બોલ, નહિ તો ફટકાવી નાંખીશ."

આમ કહેતાં કહેતાં તો મને મારા બાપાએ બે ત્રણ તમાચા ચોંડી કાઢ્યા પણ ખરા !

પહેલાં તો હું સમજી જ નહિ, કે આ શાની વાત થાય છે. પણ માર ખાધાથી મને યાદ આવ્યું કે આગલે દિવસે ભંડારીયામાં એક દાબડામાં ચારેક મુઠીયાં હતાં. તે મેં મારી રાધામાને પૂછ્યા વિનાજ લીધેલાં. તે મેં ખાધેલાં; એકલાં એકલાં નહિ, પાડોશમાંની એક નાની નામની છોકરી મારી સાથે રમવા આવી હતી તેની સાથે વહેંચીને ખાધાં. નાની ઘણીયે વાર મારે ત્યાં રમવા આવતી અને હું એને ત્યાં જતી. તે મારે ત્યાં, તેમ હું એને ત્યાં ખાવાનું ખાતાં. એમાં નવું કંઇ નહોતું. ને મારા દાદાજીના વખતમાં મને ભૂખ લાગે ત્યારે ભંડારિયું ખોલીને તેમાંથી સહેજસાજ ખાવાનું જાતે, પૂછ્યા વગર લેવાની મને છૂટ હતી. પણ દાદાજી ગુજરી ગયા તે પછી ઘરના વહીવટી કાયદાઓમાં ફેરફાર થાય એ સ્વાભાવિક હતું. છતાં, મેં આગળ કહ્યું તેમ, સંજોગ બદલાય છતાં સ્વભાવ, ને મહાવરાથી પડેલી ટેવ ભૂલાઈ ન જાય એ પણ કુદરતી છે. આમ રાધામા બહાર ગઇ હતી ત્યારે ભૂખ લાગવાથી મેં ભંડારિયું ખોલી તેમાંથી ખાવાનું લીધું અને ખાધું. આ મારો વાંક.

પણ આ મારો વાંક વળી એક બીજાજ કારણસર મહત્વનો બની ગયો હતો. તે કારણની તો મને પાછળથીજ ખબર મળેલી. કંઇ નજીવા કારણસર તેજ દિવસે સ્હવારે મારી રાધામાને અને નાનીની બાને બોલાચાલી થયેલી. તેથી રાધામા તેના ઉપર બહુ ગુસ્સે હતાં. એટલે પોતે કરેલા મુઠીયાં પોતાની દુશ્મનની દીકરી પોતાને ઘેર આવીને ખાઇ જાય, એ એમને પસંદ પડે એ બનવા

જોગ નહોતું. તેથી મારા આ વાંકનું મીઠાંમરચાંથી ભરેલું બયાન રાત્રે મારા પિતાની સમક્ષ રજુ કરવામાં આવ્યું હશે એવું મને લાગે છે. તે વેળા, રાત્રે તો હું વહેલી ઉંઘી ગયેલી. એટલે, ઘર-કામની જંજાળ વિશે વધારે ઉંડાણથી વિચાર કરવા માટેની ફુરસદ વિનાના મારા પિતાજીએ મને બીજી સવારે સીધી કરી દેવા જણાવ્યું હશે. તેને પરિણામે સવારે ઉઠીને જ તેમણે મારા કાન આમળ્યા. એમની પાસે આ બનાવનું બયાન કેવુંક રજુ થયું હશે તેની તો કલ્પનાજ કરી લેવાની છે. મને તો માર પડ્યો, ઠીક ઠીક માર પડ્યો, એ વાત હું જાણું છું.

પણ આ માર એટલેજ પડીને રહી ગયો હોત, તો આ બનાવ મને ખાસ યાદ નહિ રહેત. પણ એ દિવસથી ને એ પ્રસંગમાંથી તો મારી સાવકી માને એક નવી સત્તા મળી. તેથી એ બનાવ મને બરાબર યાદ રહ્યો છે.

"ને સાંભળ્યું ? આ છોકરીને એમ લાડ લડાવ્યે પાર નહિ આવે. એને બરાબર રોટલી પર લેજે. મારૂં ધ્યાન તો બહાર રહેઃ ધંધેધાપે. આ છોકરીને કેળવવાની જવાબદારી તારે માથે છે. તને બે તમાચા કોઈ વાર મારવા પડે તો મારતાં અચકાતી નહિ, સમજી ? છોકરીની જાત. અહિં દાદા લાડ લડાવતા હતા. સાસરે કોઈ લાડ નથી લડાવવાનું."

અત્યાર પૂર્વે મારી રાધામાએ કોઈ દિવસ મને માર્યું નહોતું. મારવાની હિંમત કરી નહોતી. આ પ્રસંગ મારા દાદાજી ગુજરી ગયા પછી ત્રણ ચાર મહિને બનેલો. એ બન્યો ને મારી રાધામાને ઉપરી અધિકારી તરફથી મને મારવાની સત્તા બક્ષવામાં આવી. ત્યાર પછી, વખતોવખત, મને હડધૂત, મેણાં, ઠપકા, ગાળોની સાથોસાથ ટપલા તમાચાની પ્રસાદિનો લાભ પણ મળવા લાગ્યો.

એમ ને એમ લગભગ વરસેક નીકળી ગયું. સવા વરસ

ગયું, દોઢ વરસ ગયું ને મારી રાધામાને પેટે એક પુત્રરત્નની પધરામણી થઇ. મારે ભાઇ આવ્યો.

ભાઇ આવ્યો તે મારે સારૂ જાતજાતનું વૈતરૂં લેતો આવ્યો. તે દુ:ખને હું બહુ નથી રડતી. એમ તો તેની તહેનાત હું કરતી, તેમ તેને રમાડવાનો લ્હાવો પણ હું લેતીજને ? પણ એ ભાઇ જીવ્યોજ નહિ એ મોટું દુ:ખ થયું. લગભગ છ સાત મહિનાનો થઇને ટાઇફોઇડના તાવ–જેના જીવલેણ હુમલામાંથી હું માંડમાંડ બચી હતી તે–માં તે સપડાયો અને ઉપડી ગયો. મરણ પામ્યો. મારી રાધામાએ પોતાના એ દીકરા પાછળ ખૂબજ કલ્પાંત કર્યું. દીકરો આવ્યાથી આપણામાં સ્ત્રીનું માન હંમેશ વધે છે. દીકરો–એકનો એક દીકરો મરી જાય ત્યારે, માત્ર દીકરો ગયાના દુ:ખથીજ સ્ત્રી રડે છે એમ મને નથી લાગતું. એને પોતાના માનમાં ઘટાડો થવાનો ડર લાગે છે; તે પણ એના કકળાટનું એક મહત્વનું કારણ હોય છે એવું મને લાગ્યું છે. મને લાગે છે કે મારૂં પૃથક્કરણ ખોટું નથી. મારી રાધામાના કલ્પાંતમાં તો આ બંને કારણ હતાંજ.

હુંયે રડેલી. ન રડેલી એમ નહિ. પણ એક બાળક બીજા બાળકના મૃત્યુથી રડે એની પાછળ શુદ્ધ સ્નેહની ભાવના હોય છે. મોટાંઓ રડે એમાં માત્ર સ્નેહ નથી હોતો. બીજી જાત જાતની ગણુત્રીઓ પણ હોય છે. શુદ્ધ સ્નેહ અનુભવવાની શક્તિ ઉંમર વધે તેમ ઘટતી જાય છે એમ મને તો દુનિયાના અનુભવ પરથી લાગ્યું છે. બાળકનો સ્નેહ જ શુદ્ધ સ્નેહના સ્વરૂપનો ખ્યાલ આપી શકે છે. તેમાંય એક બાળકના મૃત્યુ પર બીજું બાળક આંસુ સારે તેમાં પવિત્ર–કેવળ પવિત્ર, શુધ્ધ, નિર્મળ પ્રેમ સિવાય બીજું કંઇ હોઇજ નથી શકતું.

પણ મારા આ ભાઇના મૃત્યુથી મારા પર કંઇ આફત આવી પડશે,–આવી શકે, એવો ખ્યાલ મને નહોતો. એક કારના

અનુભવે એ ભૂલ ટાળી.

મારા પર જે આફત આવી ને જેમાંથી હું બચી ગઈ તેને માટે મારે કોને દોષ દેવો એ તો મને નથીજ સમજાતું. મારી રાધામાનું કુટુંબ ન્યાતમાં એકંદરે ભણતર તથા સંસ્કારિતામાં પછાત જેવું ગણાતું. અમારી ન્યાતનાં ઘણાં કુટુંબોમાં કેળવણી વધારે પ્રમાણમાં ફેલાઇ હતી. અને તેટલે અંશે કેટલીક ખોટી માન્યતાઓ, રૂઢિઓ અને વહેમો ઓછાં થયાં હતાં. પણ કેટલાંક કુટુંબો કંઇક અંશે પોતાની ગરીબ હાલતને લીધેજ કેળવણીનો લાભ લઈ શકેલાં નહિ. અને તેથી તેમનામાં એ જૂના વિચારો અને જૂના વહેમોનું પ્રાબલ્ય જેવું ને તેવું ચાલુ હતું. મારી રાધામાનું કુટુંબ તેવામાંનુંજ એક હતું. આવાં કુટુંબોની કન્યાઓને, સામાન્ય રીતેજ ઠામ પડતાં જરા મુશ્કેલી પડતી. અને પંથવરને બદલે વિશેષ ભાગે બીજવર, ત્રીજવરજ સાંપડવાનો સંભવ વધારે રહેતો. એજ હિસાબે મારી રાધામાનું લગ્ન પણ થયેલું. આ પ્રમાણે રાધામા એવા કુટુંબમાંથી આવી હતી, જ્યાં કેળવણીના અછતને અંગે સંકુચિત મનોદશા અને જુની વિચારસરણી કુદરતી રીતેજ પોષાતાં.

ટુંકમાં, રાધામાના બાળકનું—મારા ભાઇનું આવું મૃત્યુ થયું તેનાથી માના અને તેના પીયેરીઆઓના મનમાં કંઇ કંઇ જાતના વહેમ ભરાયા. તેને તાવ આવ્યો હતો. અને ભારે તાવના હુમલા સામે નાના બાળકનો કુમળા ફુલ જેવો દેહ ટકી શકે એ મુશ્કેલ છે. પણ જે તાવ મને આવેલો તેવોજ તેને પણ આવ્યો. તેથી કદાચ વહેમનું કારણ વધારે મજબૂત બન્યું હશે. ઠીક.

મારા ભાઇને મરી ગયાને લગભગ ચારપાંચ મહિના થાય

હશે. મારા બાપાજી પોતાના ધંધાના કામકાજને અંગે કંઇક બહારગામ ઉપડ્યા હતા. અને ઘરમાં રાધામા ને મારા ઉપરાંત અમારા એક દૂરના સગા મહેમાન તરીકે આવી લાગ્યા હતા. તેમાં એક પુરૂષ ને એક સ્ત્રી એમ બે જણ હતાં. તે લોકો સાંજે ખાઈ પીને સીનેમા જોવા ગયાં હતાં; અને લગભગ નવ વાગે આવવાનાં હતાં. દરમ્યાન હું અમારી પડોશમાં એક કમળા નામની છોકરી હતી તેને ત્યાં રમવા ગઇ હતી. ત્યાંથી હું સાડા આઠ વાગે પાછી ફરી; ત્યારે રાધામા બેઠાં બેઠાં કંઇ ફાટેલી ચોળીને શીવતાં હતાં. મને આવતી જોઇને, પણ મ્હોં ઉંચું કર્યા વગર જ, તેઓ બોલ્યાં: લીલી, ભંડારીયાની ઉપર વાટકામાં તારે માટે દુધ મુકેલું છે તે સૂએ ત્યારે પી જજે.

મેં પૂછ્યું: મારે સૂઇ જવું છે. પી જાઉં ?

પેલો માર પડ્યા પછી પૂછી પૂછીને ચાલવાનું વધારે પ્રમાણમાં મને યાદ રહેતું.

રાધામા પહેલાં જરા ખોંખારી ગળું સાફ કરીને બોલ્યાં: અત્યારમાં શા ધાડ આવી છે, સૂઇ જવાની ? હજુ તો બારણે આઠ વાગ્યા છે. આંકઆંક ભણી જાઓ. ને પછી સુજો.

જ્યારે વધારે દ્વેષ બતાવવો હોય, ત્યારે વધારે માનસૂચક શબ્દો વાપરવામાં આવે છે. એમ શાથી હશે ?

હું આંક ભણવા બેઠી. રાધામા મૂગાં મૂગાં શીવવાનું કામ કરતાં હતાં. તેઓ કોણ જાણે કેમ, મારી સામું જોતાં પણ નહોતાં. નીચું ઘાલીને શીયવ્યાજ કરતાં હતાં.

પોણા નવ થયા. એટલામાં અંદરની ઓરડી–રસોડામાં અવાજ સંભળાયો. રાધામા એકદમ ચમકી ઉઠ્યાં. ને બોલ્યાં: લીલી, જો તો, રસોડામાં શું છે ?

હું ઉઠીને ઉભી થઇ. એ આજ્ઞા લોપવાની, મને ગમે તેટલી

જેવી લાગતી હોય તો પણ, હવે મારામાં હિંમત નહોતી.

હું અંદર ગઇ, ને એકદમ એક મોટી બિલાડી ભંડારીયા પરથી કૂદીને નીચે આવી ને દોડીને બહારની ઓરડીમાં ગઇ. મેં જોયું તો તેણે પેલી વાટકીમાંનું દૂધ થોડું પીધેલું ને થોડું ઢોળી નાં-ખેલું; ને વાટકીમાં માત્ર એકાદ ઘુંટડો દૂધ રહ્યું હતું. હું બોલી પડીઃ ભાભી, ભાભી! આ તો બિલાડીએ મારૂં દૂધ ઢોળી નાંખ્યું!

તે બોલી ઉઠીઃ ઢોળી નાંખ્યું? તે તું પી કેમ ન ગઈ?

હું શું બોલું? મારે બોલવા જેવું હતું શું?

પણ હું અંદરથી બહાર આવી; ને જોઉં છું તો પેલી બીલાડી બારણામાંજ પડેલી હતી—મુડદું થઇને! ને બરાબર તેજ વખતે અમારા પરોણા પણ સિનેમા જોઇ આવીને પાછાં ફરેલાં તે બારણામાં ઉભાં હતાં. ને રાધામા એકદમ ગભરાયલાં ગભરાયલાં લાગતાં હતાં.

તે વરવહુ બંને એકી સાથે બોલી ઉઠયાંઃ શું થયું? શું થયું?

હું બોલીઃ કંઇ નહિ. એ તો મારે માટે ભાભીએ દૂધ રાખેલું તે બિલાડીએ ઢોળી નાંખ્યું. પણ આમ કેમ? આ બિલાડી અહિં કેમ પડી છે?

મરદ બોલ્યોઃ એ તો મરી ગઈ લાગે છે. દૂધમાં કંઈ પડેલું હશે. દૂધમાં નક્કી કંઈ હોવું જોઇએ. ચાલો, તપાસ કરીએ.

રાધામા બોલ્યાંઃ અરે! એમાં શી તપાસ કરવી'તી! પહેલાં તો આ મુડદું અહિંથી કાઢી મૂકવું જોઇએ. હવે અત્યારે એને અહિંથી કોણ લઇ જશે?

તેમનો અવાજ થથરતો ને ખોખરો હતો.

એટલામાં તો પેલા મહેમાન અંદર પહોંચ્યા ગયા. ને દીવો ધરી જોયું ને બોલ્યાઃ આ દૂધજ જુઓને! રંગજ કેવો

છે? અંદર કંઇ પણ હોવું જોઇએ.

હવે રાધામા પણ અંદર આવ્યાં. ને તેની પછાડી હું પણ ગઇ. રાધામા બોલ્યાં: જે હશે તે, રામચંદ્રભાઇ! હવે એ વાતજ જવા દોને. તમે તમારે કોઇ રીતે હવે આ બિલાડીની લાશને ઉપાડાવવાનું કરો. તમારા સિવાય આજે હું કહું પણ કોને? નરી ગંધાઇ ઉઠશે.

રામચંદ્રભાઇ કંઇ બોલ્યા નહિ. પણ તેમણે પોતાનાં વહુના સામું જોયું. પછી તે બહાર ગયા અને કોઇ હુબળાને પકડી લાવ્યા. ૨) રૂ. આપવાના કરેલા, તે મને હજુ યાદ છે. તે ૨) રૂ. લઇને બિલાડીને દોરડી બાંધીને લઇ ગયો.

તે ગયો. એટલે રામચંદ્રભાઇએ મને ગોદમાં લીધી ને કહ્યું: દીકરી મારી! તારે માથેથી આજે અલા બલા ગઇ. દૂધમાં કંઇ હતું એ નક્કી. પછી કોણ જાણે શું તે. તેં દૂધ પીધું હોત, તો મરીજ જાત.

હા. મરી જાત. ખરેખર, મરી જાત, એ તો મેં પ્રયત્ક્ષ જોયું હતું. પણ તેમ થયું હોત તોય શું? આજે હું જીવતાં મરી રહી છું, ને ભઠ્ઠીમાં સળગી રહી છું. તેના કરતાં એ બિલાડીની પેઠે એક મિનિટમાંજ, કદાચ તરફડયા પણ વગર, મરી જાત તો શું ખોટું હતું?

પણ હું ન મરી. ને મારે બદલે બિચારી એક બિલાડી સ્વર્ગે સંચરી.

તે દિવસે રાત્રે હું બે ત્રણ વાર ઝબકીને જાગેલી. પણ જ્યારે જાગી, ત્યારે જોઉં તો રાધામા પણ જાગતીજ હોય. એને ઉંઘજ ન આવી હોય—આખી રાત વગર ઉંઘે એણે કાઢી હોય એમ લાગ્યું.

બીજે દિવસે સ્હવારે તો મારા બાપાજી બહારગામથી આવી ગયા. રામચંદ્રભાઇએ બધી હકીકત તેમને કહી. તેમણે કહ્યું:

આપણાં અનાડી બૈરાં ! દૂધમાં ધરોળીનો ગર બર પડ્યો હશે ! ઢાંકવા કરવાની કાળજી હોય ત્યારેને ! તેમણે દૂધ ઢાંકીને ન મૂકવાની ગેરકાળજી બદલ મારી રાધામાની સખત ધૂળ ખંખેરી નાખી.

એ વાતનું પૂરૂં રહસ્ય તો, મને પાછળથી કંઇક ઝાંખું ઝાંખું પણ ખ્યાલમાં આવ્યું. એ બનાવ પછી ચારેક દિવસે હું મારે મોસાળ ગઇ હતી. ત્યારે ત્યાં આગળ મને મારા દાદાએ પૂછ્યું: અરે લીલા ! ખરી વાત છે, કે તારી સાવકીએ તને દૂધમાં ભેળીને ઝેર આપેલું ?

મને તો કંઇએ આપેલું નહોતું—એમ કહી એ આખી વાતની હકીકત મને આવડે તેવી મારા દાદાને મેં કહી સંભળાવી.

દાદા બોલ્યા: તો ! એ કંઇ ધરોળીનો ગર બર ન હોય ! તારી સાવકીને દીકરા નથી જીવતા તેનોજ કંઇ ગોટાળો. તું શું એમાં સમજે ? જા, જા, રમ.

એમ તેમણે મને ત્યાંથી કાઢી. પણ એ પછી, મોટી થતાં થતાં, મેં એ વાત ઠેરઠેર સાંભળી છે. ન્યાતમાં તો એમજ રીતે મનાતું હતું કે રાધાએ પોતાની સાવકી દીકરીને ઝેર આપ્યું. પણ દૂધ ઢોળાઇ ગયું ને તેથી બચી ગઇ. ન્યાતવાળા એમ પણ કહેતા કે એને પોતાને છોકરાં જીવતાં નથી તેથી એમ કર્યું. આવો કંઇક વહેમ કેટલાંક બૈરાંમાં પ્રચલિત જણાય છે ખરોજ, કે પોતાને છોકરાં જીવતાં ન હોય, તો પારકા લોકોનાં છોકરાંની સાથે આવું જ કંઇક અટકચાળું કરવું. ક્યાં તો તેને કંઇ ડામ દઇ દેવા, અથવા તો કંઈ ડાઘા પાડવા, અથવા તેને કંઈ ખવડાવી દેવું. આવી માન્યતા બીજી પણ વહેમી સ્ત્રીઓમાં ફેલાયલી જોયા પછી, મને પણ ન્યાતીલાઓની વાતમાં થોડો ઘણો ભરોસો પડ્યા વિના રહેતો નથી. વહેમ બહુ ખરાબ વસ્તુ છે.

એ ગમે તેવા સારા માણસને હાથે પણ ગમે તેવું નબળું કૃત્ય કરાવી શકે છે. તો પછી આવું બને તેમાં શું નવાઇ?

મારે એક વાત બઇ.

પણ રોજ મારે માથે જે ઝાડ ઉગતાં હતાં તે તો ચાલુજ હતાં. મોસાળમાં, મારાં દાદી ગુજરી ગયાં ત્યારથી મારે કશું ખાસ સ્થાન નહોતું. મારાં નવાં દાદા-ચંપાને એક છોકરો થયો હતો. એટલે તેઓ તેનેજ લાડ લડાવવામાં ગુલતાન હોય એમાં કશી નવાઇ નહોતી. માત્ર તેઓજ કેમ, મારા દાદા સુદ્ધાં. ઘડપણમાં, ને બીજી વહુને સાંપડેલ છોકરું તો વધારેજ પ્યારું હોયને? એમ મને મોસાળમાં હૂંફ નહોતી. ને ત્યાંથી અવારનવાર ફરાક, ચણીયા, નાનાં ઘરેણાં વગેરે પહેલાં મળતું હતું તે સૌ અટકી ગયું હતું.

એમ કરતાં કરતાં દુઃખેસુખે થોડું ઘણું કાચું પાકું ભણતાં હું મોટી થવા લાગી; ને તેર વરસની થઇ. ઘરના દુઃખને અંગે હું બહુ સારું ભણી નહોતી શકતી ને નપાસ પણ થતીજ. બીજી ને ત્રીજીમાં મેં એ રીતે બબ્બે વરસ ગાળ્યાં. તેર વરસની હું થઇ ત્યારે ગુજરાતી પાંચમી ચોપડીમાં આવી હતી. હવે મારે માટે વર શોધવાની તજવીજ થવી જોઇએ એમ મારી રાધામાએ મારા બાપાજીને કહ્યું. તેમણે કહ્યું: થાય છે. થાય છે થાય છે કરી તેમણે છ મહિના કાઢી નાંખ્યા. ત્યાર પછી એક દિવસ તો મારી રાધામાએ એ બાબત પર ઘરમાં સારી પેઠે ચડભડાટ જ ચલાવ્યો.

તે વખતે હું પથારીમાં આંખ મીંચીને પડી હતી ને ઉંઘવાની તૈયારીમાં હતી. ચૌદ વરસની આસપાસ હતી એટલે છેક અજ્ઞાન નહોતીજ. મારા બાપાજી ને મારી સાવકી માનો સંવાદ

મેં સાંભળ્યો ને તેનો અર્થ હું સમજી પણ ખરી.

વારુ,–મારા બાપાજી બોલ્યાઃ તું કહી રહી? બધું સાંભળ્યું. પણ મને ધંધામાંથી જરા નવરાશ મળતી નથી. તેં કંઈ તજવીજ કરી છે? કરી હોય તો મને વાત કર.

રાધામા બોલીઃ મેં કરી તો નથી, પણ તમે કહો, તો મારી બાને કહું, તે કરશે. તે કહેતી હતી કે એક સારો વર એના ધ્યાનમાં છે.

બાપાજી બોલ્યાઃ તે કોણ તે તું ચોક્કસ પૂછી લાવજે. એટલે રવિવાર બવિવારે એને વિશે વધારે ખટપટ કરીશું. બેચાર નામ પૂછી લાવજે. એટલે બરાબર વિચાર થઈ શકે.

એ પ્રમાણે મારા વિવાહ કરવાની ખટપટ શરૂ થઈ. તેમાં પણ જ્યારે વિવાહ ખરેખર નોંધાયો અને મારાં સાસરિયાં વિશે મને પૂરેપૂરી ખબર પડી ત્યારે હું અજાયબીમાં ગરકાવ થઈ ગઈ.

ને—ને કદાચ એ હકીકત જાણશે ત્યારે વાંચનાર બહેન, તું પણ એટલીજ અચંબો પામશે.

પહેલવહેલી જે જુવાન સાથે મારો વિવાહ કરવાની ખટપટ ચાલી તે એક સરકારી નોકરનો છોકરો હતો. અને તે વેળા નિશાળમાં ઈંગ્રેજી છઠ્ઠું ધોરણ ભણતો હતો. શરીરે કદાવર અને દેખાવે સાધારણ હતું. માત્ર નવાઈની વાત એટલીજ હતી કે તેનું નામ તે મારૂંજ નામ હતું. મારૂં નામ લીલી–લીલા હતું અને તેનું લીલાધર હતું. એટલે જાણે કે કોઈ પણ લીલી નામની છોકરીની સાથે પરણવા માટેજ તેનું નામ નક્કી થયું હોય એવું લાગતું હતું. આ છોકરાની સાથે મારો સંબંધ સાધવાની દરખાસ્ત મારી રાધામાના પીયેરીયા તરફથી આવી હતી; અને એક દિવસ રવિવાર રાખીને મારા પિતા એ છોકરાને જોવા તથા તેના પિતા સાથે આ

સંબંધમાં વાટાઘાટ કરવા ગયા.

ત્રીજેજ દિવસે તેઓ પાછા આવ્યા. તેઓ આવ્યા ત્યારે હું ઘરમાં વાસણ વીંછળતી હતી; અને મારી રાધામા બેઠી બેઠી ચોટલો ઓળતી હતી. તેમને આવેલા જોઇને મને રાધામાએ કહ્યું: લીલી, જા તો, ત્રીજે ઘેર મણિકાકીને ત્યાં જા તો. એમનો દહિં ભાંગવાનો સંચો લાવ. આપણો કાલે તૂટી ગયો છે તે કહેજે. જા, ઝટ જા. વાસણ વીંછળવાનાં રહેવા દે.

આ આવો હુકમ શા કારણસર થયો તે સમજી શકું એટલી બધી નાહાન હું રહી ન હતી. મારા વિવાહ સંબંધે શું નક્કી થયું તે વિશે રાધામા વાત કરવા ઇચ્છતી હતી. પરંતુ તે વખતે મારી હાજરી કંઇ રહેવા દેવાય ? એટલે મને ટાળવાનું આ બહાનું હતું. હું એ વાત આંખના પલકારામાં સમજી ગઇ. મારી છાતી ધડક ધડક થવા લાગી. શી વાત થાય છે તે સાંભળવા મારૂં કુમારૂં હૈયું ઉછળી રહ્યું હતું. પણ આજ્ઞા લોપી શકાય એમ ક્યાં હતું ?

હું ઉઠીને ઉભી થઇ—ને ગઇ. પણ સાંભળવાની લાલચ હું ન રોકી શકી; ને, ને મણિકાકીને ત્યાં જવાને બદલે રતનકાકીને ત્યાં—તદ્દન જોડેના પાડોશમાંજ ગઇ; ત્યાંથી મારા ઘરમાં થતી વાત સાંભળી શકાય એમ હતું.

ને મેં એ વાત સાંભળી. લીલાધર છોકરો તો મારા પિતાને પસંદ પડ્યો હતો. ને લોકોને પણ છોકરી માટે કોઇ જાતનો વાંધો ન હતો.—એટલે કે છોકરી જોઇને જ વિવાહ થઇ શકે એવું માનવા જેટલું એ કુટુંબ "સુધરેલું" ન હતું. લગ્નનો મુખ્ય સવાલ પલ્લા પહેરામણીનોજ હોય. "છોકરા છોકરી તો, પછી જીંદગી લાગી તે સૌ ભોગવે. છોકરી જોઇ તો શું, ન જોઇ તો શું." એવી એ લીલાધરના બાપની માન્યતા હતી. પણ—પહેરામણી બાબત

એનું મ્હોં મોટું હતું. એ રકમ મારા પિતા સાથે તે ઠરાવવા બેઠા ત્યારે વાતમાં ને વાતમાં ઘાટ બેઠો નહિ. કંઈક કચકચ થઈ, વાત વધી પડી અને જેમ તેમ માથા ફૂટતાં અટક્યાં. વાત વંઠી ગઈ. લીલાધર સાથે મારો વિવાહ થાય એવા સંજોગો ન રહ્યા.

આ વાતનો ખ્યાલ પાડોશમાં રહ્યા રહ્યા આછા–ભાંગ્યા તૂટ્યા વાક્યો સાંભળ્યાથી મને બરાબર આવી ગયો. થોડી વારે દહિંનો સંચો લઈને હું પાછી ફરી.

એ પછી થોડા દિવસ રહીને એ વિષયમાં મને વધારે હકીકત મળી.

તે દિવસે લગભગ દશેક વાગ્યા હશે; ને કઢી કરવા માટે છાશ લાવવાની જરૂર પડી. રંભામાએ મને કલાઈવાળી તાંબડી લઈને જવાનું કહ્યું. ને તે પ્રમાણે હું નીકળી પડી.

હું થોડે ગઈ હઈશ. એટલામાં પાછળથી બૂમ પડી: લીલી, અરે લીલી ! ક્યાં જાય છે ?

મેં પાછું ફરી જોયું; તો મારી ન્યાતની કળા નામની છોકરી મારી નિશાળમાંજ ભણતી હતી, તે નજરે પડી. આ કળાની સાથે મારે ઠીક ઠીક સંબંધ હતો. ને ઘણી વાર અમે નિશાળેથી ઘેર સાથે પણ જતાં હતાં.

હું ઊભા રહીને બોલી: કોણ ? કળી ? ક્યાં જવા નીકળી તું યે ?

હું એને કળી કહીનેજ બોલાવતી—એ મને લીલી કહેતી હતી. તેથી હું કળાને બદલે કળી કહેતી હતી.

કળા ઝટ ઝટ પાસે આવી ને બોલી: મારે ઠાકોરજી સારૂ પાંતરી માલણને ત્યાંથી લાવવાની છે, તે લેવા જાઉં છું. આજે આવી નથી. બાકી રોજ તો ઘેર નાંખી જાય છે.

અમે બે સાથે સાથે ચાલ્યાં: થોડી વાર મુંગાંજ રહ્યાં. પછી

કળા બોલી: અલી, કંઈ સાંભળ્યું ?

હું સમજી નહિ. મેં પૂછ્યું: શું ?

પેલા લીલાધરના 'વહેવા' થઇ ગયા.

મેં જરા ઢોંગ કર્યો; અડધો ગમ્મત ખાતર, અડધો દેખાવ ખાતર કે લીલાધર કોણ તે હું જાણતીજ નથી.

કયો લીલાધર ?–મેં પૂછ્યું.

કળાએ જોરથી મારો કાન પકડીને આમળ્યો–બહુ જોરથી આમળ્યો–ને કહ્યું: બેસ બેસ ડાહીલી ! કોને બનાવે છે ? તારો વર થવાનો હતો તે વળી !

મારી ચતુરાઇ ચાલી નહિ. મેં "હં" કર્યું.

હં–તે–તેના વહેવા થઇ ગયા, સમજી ! ને–ને તું રહી ગઇ ?–એમ કહી વળી પાછો કળાએ મારી પીઠ પર એક ધબ્બો લગાવ્યો.

મેં નાક મચકોડી કહ્યું: છો રહી ગઇ તો–કંઈ તને તો ભારે નથી પડતી ને ?

કળાએ કહ્યું: હવે સાંભળ તો ખરી ! ભારે ને હલકું કરતી. કોની સાથે થયા તે તને ખબર છે ?

હું કંઇ બોલી નહિ.

કળા બોલી: પેલા શંકરદાસ બરૂચવાળો ખરો કની, તેની છોકરી ગુલાબ સાથે એના તો ચાંદલા થઇ ગયા. બોલ, હવે તેં શું વિચાર રાખ્યો ?

મેં કહ્યું: પહેલાં તું તો વિચાર કર. તું મારાથી ચાર મહિને મોટી છે. પહેલો વારો તારો છે, કંઇ મારો નથી.

કળા બોલી: તે તો ઠીકઠીક છે. પણ તારૂં ચોકઠું હવે ગોઠવાતાં જતાં વાર નથી. જો, આમ આવ, કાન ધર, તને કહું.

એમ કરી મને ખૂબ પાસે ખેંચી કળાએ મને એક નવી

વાત કરી. તે નવાઇ જેવી તો જરા હતીજ. છતાં સાચી હતી. વાંચનાર માને યા ન માને. પણ સાચી હતી ને સાચી ઠરી. લીલાધરના વિવાહ ગુલાબ નામની છોકરી સાથે થયા હતા. ને મારા વિવાહ—લીલીના વિવાહ ગુલાબરાય નામના છોકરા સાથે કરવાની વાટાઘાટ ચાલતી હતી. કળાએ જ મને કહી દીધું કે બધું નક્કી થઇ ગયું છે. મને વાતમાં કુદરતી રીતેજ ખૂબ રસ પડ્યો. છાશ અને પાંતરી ઠેકાણેનાં ઠેકાણે રહ્યાં. અને અમે બે બેનપણીઓ એક ખુણે ઉભી રહીને વાતે ચઢી.

હા, કળાએ મને કહ્યું: ગુલાબરાયની સાથે તારૂં નક્કીજ થઇ ગયું છે.

મેં એને કહ્યું: મારે કાને તો કંઇ અણસારો પણ નથી આવ્યો!

કળા બોલી: તે તું જાણે. પણ એ ગુલાબરાયના કુટુંબ સાથે મારી માને કંઇ આઘેનું સગપણ છે અને કોઇ ડોસો મારી બાને મળવા આવ્યો હતો તે વાત કરતો હતો. પણ અલી લીલી! બીજું પણ તારે જાણવું હોય તો કહું.

શું?—મેં પૂછ્યું.

તારૂં સાસરૂં છે તો પૈસાવાળું, હોં!—કળા બોલી: તારા સસરાનો કંઇ મોટો વેપાર છે. ને ઘેર નોકર ને ચાકર પુષ્કળ છે. એટલે તારે લીલાલહેર જ છે.

મેં મનમાં સહેજ હરખાતાં કહ્યું: હું પોતેજ લીલા એટલે મારે લહેર હોયજને!

કળા બોલી: પણ અલી, આ ઘાટ ઉંધો ખરો. લીલાધર લીલીને બદલે ગુલાબને પરણે, ને ગુલાબ ગુલાબને બદલે લીલીને પરણે! એ તે કંઇ રીતની વાત છે? ન્યાયની વાત છે?......

......અરે, પણ અલી! મોડું બહુ થઇ ગયું. પછી તને તારી સાવકી વઢશે. જા, જા, ભાગ છાશ લઇને.

એમ કહીને કળા દોડી ગઈ—મને વિચાર કરતી મૂકીને ચાલી ગઈ.

પણ મારાથી વિચાર કરતા ઉભા રહેવાય તેવું નહોતું. આ બધી ઘટમાળ વિશે, ને કેવી રીતે, ક્યારે, કોની દ્વારા વિવાહ થયા હશે, કળા કહેતી હશે તે ખરૂં હશે કે કેમ, આ નામોની ફેરબદલીમાં શો સંકેત કે અરથ હશે એ બધા વિચારો કરતી કરતી હું છાશ લેવા ગઈ.

બીજે કે ત્રીજે દિવસે મને ખબર પડી, કે કળાએ કહી તે વાત ખરી હતી. ને ગુલાબરાય કે—ગુલાબદાસ નામના છોકરા સાથે મારા વિવાહ થયા હતા અને પેલા લીલાધરના વિવાહ ગુલાબ નામની છોકરી સાથે થયા હતા તે વાત પણ ખરી હતી.

પણ નામોની આ અવનવી રમતથી મને ને બીજાઓને જે રમુજ ઉત્પન્ન થતી હતી, તે આ સંબંધને અંગે હું જે સંસાર-યંત્રમાં જકડાતી હતી તેની ક્રૂરતા આગળ કશી વિસાતમાં નહોતા.

એ યંત્રની જટિલતા, એ યંત્રનાં ચક્રરોની ભીંસ મને, હું પહેલે આણે જમવા ગઈ, ત્યારે માલુમ પડી.

હાય રે! મારે મા સાવકી હતી, મારે દાદી સાવકી હતી, અને ઓ વિધાતા, ઓ નસીબ, મારે તો સાસુ પણ સાવકીજ વેઠવાની હતી! મારા વરની મા ગુજરી ગયાને ઘણાં વરસ થયાં હતાં. ને પાંચેક વરસ પરજ મારા સસરાજીએ નવું ‘ઘર’ કર્યું હતું. ને તે, મારી આ સાવકી સાસુ, અત્યારે લગભગ બાવીસ વરસની હતી!

કોઈ માને નહિ એવી વાત છે; સાવકા સહીયારાનો આ અજબ ત્રિવેણી સંગમ! હા! નહિજ મનાય એવી વાત છે. પણ...પણ! ઓ પ્રભુ! તું જાણે છે, કે એ વાત ખરી છે.

હા! મારૂં આખુંય જીવન સાવકા—સહીયારાની ઝાળમાં જાગી

જવા સરજાયું હતું કે શું?

મારે સાવકી સાસુ હતી એ વાત અત્યાર સુધી મેં કેમ નહિ જાણી હોય તેની મને નવાઈ લાગી. પણ વધુ વિચારે હું સમજી શકી કે એ વાત જાણી જોઈને મારી આસપાસનાંઓએ—મારી સહીયરોએ પણ મને કહી નહિ હોય. જાણતાં તો જાણવાનુંજ છે, તો અત્યારથી એણે (મારે) નાહક મનમાં ત્રાસ ભોગવવાની જરૂર નથી, એવો વિચાર બાંધીનેજ એમણે આ વાત છૂપાવી હશે. પણ, અલબત્ત, મેં એ વાત જાણી ત્યારે મારા અંતરમાં ખરેખરા ચીરા પડ્યા.

ને મારો વર?

તેને પણ મેં પહેલે આણે જોયો. મારી નજરે ને મારી પોતાની સરખામણીમાં તે ખચીત મને કદરૂપો લાગ્યો. પરણનાર છોકરો કન્યા તરફ અને પરણનાર કન્યા વર તરફ જરા કડક ધોરણથીજ જુએ છે, અને બીજાઓને સામાન્ય દેખાતો છોકરો કન્યાને વધારે સામાન્ય અથવા કદરૂપો લાગી જાય; અને બીજાને 'ઠીક' લાગતી કન્યા પરણનારને સામાન્ય, બલકે ઉતરતી કોટિની લાગી જાય એ કુદરતી છે. એજ છોકરી સાથે, એને પોતાને પરણવાની વાત કે વિચાર ન ચાલતાં હોય તો તે એને કદરૂપી નથી લાગતી. મારી જાણમાં એક કિસ્સો છે તે અહિં લખી દેવાનું મન થાય છે. બે ભાઈઓ હતા. એક મોટો ને બીજો નાનો. એક કન્યાનું માંગું આવ્યું. કન્યાને કદરૂપી તરીકે મોટા ભાઈએ નકારી,—ઉંહ, છટ્ કરીને. પાંચ છ વરસ વહી ગયાં. એજ કન્યાની, એવીજ નાની બ્હેન હતી. જાણે એક મગની બે ફાડ. જો મોટી કદરૂપી ગણાય, તો નાની કોઈ રીતે રૂપાળીની

ગણુતરીમાં ન આવે. છતાં નાના ભાઇએ વાંધો કાઢ્યો ત્યારે મોટો ભાઈ તેની સાથે લઢ્યો ને "આવી સારી છોકરી"ને પાછી વાળવા માટે જંગ મચાવ્યો ને છેવટ તેને તે છોકરીની સાથેજ પરણાવ્યો. દુનિયાનાં કાટલાં આપવાનાં અને લેવાનાં હંમેશ જુદાં હોય છે. માત્ર બજારમાં નહિ, લગન વિવાહની લેવડદેવડમાં પણ. માણસનું મગજ હંમેશ કુવામાંના દેડકા જેવુંજ હોય છે, ભલે તે પોતાને ગમે તેવો મોટો શક્તિશાળી માને. અમુક કુંડાળાની બહાર તેની વિચારશક્તિ નથીજ જઇ શકતી—ગમે તેવા મહાન વિચારકની પણ.

આમ—

આમ મને મારો વર ખચીત દેખાવમાં ઉતરતી કક્ષાનો લાગ્યો. એની આંખો મોટી મોટી હતી. રંગ શામળો હતો અને મોંઢા પર શીળીનાં ચાંઠાં હતાં. એ દેખાવ મેં જોયો. દેખાવથી વિશેષ મારી જાણમાં ત્યારે કશુંજ આવી શકે એમ નહોતું. પણ એ અને સાવકી સાસુની હકીકત જાણી, ત્યારે હું પીયેર પાછી ફરી, ત્યારે મારી આંખમાં આંસુ ધસી આવતાં મેં જેમ તેમ રોક્યાં. હું ઘેર આવી.

ને પછી તો મારા દાઝ્યા પર વારંવાર ડામ પડતાજ ગયા. જે કોઇ મળવા આવતું તેની આગળ મારી રાધામા મારા આ સંબંધના, મારા વરના, મારા સસરાની જાહોજલાલીના ને મારી સાસુનાં ભારોભાર વખાણ કરતી. તેમ તેમ મારા મનમાં એ બધા વિશે વધારે ને વધારે બળાપો અને ડર ઝામતો જતો. કાછીઓ જેમ કેરી ખાટી હોય ત્યારે વધારે ને વધારેજ વખાણ કરી ઘરાકને ભલામણ કરતો હોય છે, તેમ જાણે આ બાબતમાં થતું હોય એવું મને લાગ્યું, અને મારા મનમાં ને મનમાં હું બળવા ને સૂકાવા લાગી.

મારૂં ધારવું–ધારવુંજ નહિ, પણ ચોક્કસ માનવું છે કે આપણા હિન્દુ લોકોમાં વિવાહ થયા પછી કન્યા તરતજ સૂકાવા માંડે છે, હંમેશાં કરમાતી જતી દેખાય છે. વર નબળો મળ્યો હોય, સાસરૂં અણગમતું મળ્યું હોય ત્યારેજ આવું થાય છે, એમ નથી લાગતું. લગભગ દરેક સંજોગમાંજ. સાસરૂં સારૂં મળ્યું હોય ત્યારે પણ કન્યા સૂકાવાજ માંડે છે. આનું કારણ કદાચ જીંદગીમાં અતિશય નાની ઉંમરે ગંભીરતાની છાપ પડવા માંડે છે તે હોય, એવું બને. 'હવે હું મોટી થઇ' એ ભાવના મગજ પર વધારે પડતી અસર કરતી હોય એવું પણ હોય. ગમે તે હોય, પણ વિવાહ થયા પછી કન્યા સૂકાવા માંડે છે એ ચોક્કસ છે. લગ્ન પછી એ કરમાવું અટકી જાય છે.

આ જ્યારે સૌને માટેજ હોય, ત્યારે જેના અંતરમાં જ સગડી બળતી હોય, જેને સાસરૂંજ નબળું સાંપડ્યું હોય અને પતિ અણગમતો મળ્યો હોય, તેનું શું ? તેને માટે તો જીંદગી ખારી બનેજ. ને તેનું શરીર પણ લેવાઇ જવા માંડે એ સ્પષ્ટ છે. હું દિન પ્રતિદિન સૂકાવા લાગી.

તે પછી વરસેક રહીને મારાં લગન થયાં. વિવાહ પછી લગન એ નક્કીજ વસ્તુ છેને ? ભાગ્યેજ કોઇક દાખલામાં વિવાહ તૂટવાનો વખત આવે છે; બાકી તો એ મહત્વની બાબતમાં, વડીલો બહુજ મક્કમ હોય છે અને પોતાની 'આબરૂ' કદિજ જવા નથી દેતાં.

પણ વિવાહ ને લગન દરમ્યાન મારા આફતમય જીવનમાં એક વધુ આફત આવી ગઇ. તે વર્ણવ્યા વિના છૂટકો નથી. એ પ્રસંગ જેવો મારે માટે ભયંકર હતો તેવુંજ તેને વિશે લખવાનું પણ ભારે કપરૂં ને મુંઝવનારૂં છે. પરંતુ લખ્યા વિના છૂટકો

નથી. સદ્‌ભાગ્યે એ આફતમાંથી હું છટકી જવા પામી—બચી ગઈ. નહિ તો હું અત્યારે જીવતી હોત કે કેમ, અથવા શું થાત તે હું કલ્પી શકતી નથી.

મારા વિવાહ થયા પછી લગભગ ત્રણેક મહિને મારી રાધામાના પીયરમાં એકાએક કાળ પેઠો. રાધામાની મા, તેમનો બાપ, તેમની બહેન, એક પછી એક લાગલાગટ આઠ આઠ દિવસને અંતરે ગુજરી ગયાં. પરિણામે રાધામાના કલ્પાંતનો અને દુઃખનો પાર રહ્યો નહિ. મૂળે તેમનું કુટુંબ ગરીબ હતું. ને તેમાં આ ઉપરાઉપરી આફતો આવી પડવાથી તે તદ્દન પાયમાલ જ થયું, લગભગ નષ્ટપ્રાય બની ગયું. કાળના આ પંજામાંથી બચ્યો માત્ર એકજ જણ; એ રાધામાનો કાકાનો છોકરો. તે પણ અનાથજ હોવાથી પોતાના કાકાને ત્યાં—રાધામાને પીયેર રહેતો હતો. પણ ત્યાં સુદ્ધાં આવું ધમસાણ મચવાથી તે છેક્જ અનાથ બની ગયો. તેની ઉંમર લગભગ સત્તર વરસની હતી, એટલે કંઈ બાળક ન કહેવાય. પરંતુ આ મારા સામે ગમે તેવો મોટો માણસ પણ હિંમત ખોઈ બેસે, તો પછી સત્તર વરસના જુવાનનું શું ગજું? પરિણામ એ થયું કે રાધામાનો એ પિતરાઈ ભાઈ અમારે ત્યાં રહેવા આવ્યો. અને મારા પિતાએ પણ તેને પોતાને ત્યાં રાખી ઠામ ઠેકાણે પાડવાનું ને નોકરી ધંધે વળગાડવાનું કબુલ કર્યું. તે સિવાય બીજો ઉપાય પણ કંઈ ન હતો. એટલે આ—મનમોહનની અમારા ઘરમાં એક કાયમી પરોણા તરીકે પધરામણી થઈ. તે વેળા મારા પિતાની દુકાન ચાલતી તો હતી પણ ડગુમગુ દશામાં હતી; છતાં આ મનમોહનને તે દુકાનમાં દાખલ કરી દીધો. ને તે અમારે ત્યાંજ ખાવાપીવા ને રહેવા લાગ્યો. એને સિનેમા જોવાનો બહુ શોખ હતો. મારા પિતાને તો એવી તેવી કોઈ વાતની ફુરસદ મળતી

નહિ. મનમોહન પાસે પૈસા તો હોયજ શાના? પણ તે, ઘણી વાર, ખાસ કરી મારા બાપાજી ન હોય ત્યારે, મારી રાધામા સાથે સિનેમા વિશે વાતો કરતો. મારૂં માનવું છે કે, રાધામા મારા પિતાથી છાનામાના એને ગજવા ખર્ચી માટે થોડા ઘણા પૈસા આપતી હતી. અને તેનો ઉપયોગ એ મનમોહન સિનેમા જોવામાં કરતો, તથા પછી તે વિશે ઘરમાં તડાકા હાંકતો. મારી સાથે પણ તે સિનેમા વિશે ઘણી વાર વાતો કરતો અને વખાણ કરતો. અનાથ થઈ પડ્યાથી કે કેમ, પણ રાધામાનો તે એકદમ લાડકો હતો. ને તે તેને ખૂબજ અછો અછો વાના કરતી, ને તેની હોંશિયારી તથા ઘરમાં તેની ઉપયોગિતાનાં વખાણ વારંવાર મારા પિતાજી આગળ, તેમજ બીજા આવ્યા ગયા આગળ ખાસ કરતી. કહો, કે એક જાતનું પ્રચારકાર્યજ ચલાવતી.

પણ એ મનમોહનની 'હોંશિયારી' મને ભારે પડી ગઇ.

તે દિવસે કંઇક કામસર મારા પિતા બહાર ગામ ગયા હતા. મનમોહન બહારના દિવાનખાનામાંજ સામાન્ય રીતે સૂતો હતો. હું રસોડાની પાસેની એક ઓરડી, જેનું એક બારણું દિવાનખાનાની અંદર પણ પડતું, ત્યાંજ સૂતી. મારૂં થોડું ઘણું જે ભણવા ગણવાનું ચાલતું હતું તે પણ ત્યાંજ ચાલતું હતું. ને તેથી મારૂં સૂવાનું પણ ત્યાંજ રહેતું. રસોડાની બીજી બાજુના ઓરડામાં મારા બાપાજી તથા બા સૂતાં.

તે દિવસે સાંજે જ એવું બન્યું કે રાધામા અભડાયાં. રાંધવાનું તો ઘણું ખરૂં હું જ કરતી હતી. એટલે તે વિશે કંઇ સવાલ હતોજ નહિ. મેં રાંધ્યું. અમે બધાએ ખાધું. ને પછી મનમોહન બહાર ગયો. તે કહેતો ગયો કે હું લગભગ સાડાનવ-દશ વાગે આવીશ.

એ બહાર ગયો પછી હું ઘરકામ પતાવી મારું વાંચવાનું લઈને બેઠી. ને મારાં રાધામા પોતાનું કંઈ—ગૂંથવાનું કામ લઈને બેઠાં.

પણ લગભગ નવેક વાગે તેમણે કહ્યું: લીલી, મને તો ઉંઘ આવે છે, તે હું સૂઈ જાઉં છું. મનમોહન આવે ત્યારે બારણું ઉઘાડજે.

હું બોલી: વારૂ.

પણ જ્યારે બારણાં ખખડયાં ત્યારે હું પણ અડધી પોણી ઉંઘમાં તો હોઈશજ એમ મને લાગે છે. એકદમ જાગી જઈને મેં બારણાં ઉઘાડયાં, ને મનમોહનને અંદર લીધો. પછી તરત તેને કહ્યું: તમે દિવાનખાનાનો દીવો ઝીણો કરજો. હું તો સૂઈ જાઉં છું.

આ પર કોણ જાણે કેમ, તે એકદમ ખડખડ હસ્યો. આમાં હસવા જેવું શું હતું તે મને સમજાયું નહિ. પણ હું ઉંઘરેટી હતી એટલે એ વિશે મને ઝાઝો વિચાર પણ આવ્યો નહિ. ખરૂં જોતાં એ મારો સાવકો તો પણ મામો થાય. પણ હું એને મામો કહી શકતી નહોતી ને એવું સંબોધન જ કરવાનું ટાળતી. અમારી ઉંમર વચ્ચે ઝાઝો ફેર નહોતો.—બેએક વરસનો હશે. એટલે પણ મામા શબ્દ મારી જીભેજ ચઢી શકતો નહોતો.

હું તો આટલું કહીને જઈને મારી પથારીમાં સૂઈ ગઈ.

પણ અચાનક—મધરાતે હું જાગી ઉઠી. ઓરડામાં અંધારૂં ઘોર હતું. પણ મને મારા શરીર સાથે કોઈ કંઈ છેડતી કરતું હોય એમ લાગ્યું. મેં અવાજ ઓળખ્યો, મનમોહનનો. તે ધીમેથી બોલ્યો: ચૂપ, ચૂપ, બોલતી નહિ. એ તો હુંજ છું.

આ—મારો સાવકો મામો !—હાય રે ! એણે મારા પર દાનત બગાડી ! હું નાની નહોતી. એકદમ મેં જોર કરીને છલંગ મારી, ને હું ઉભી થઈ ગઈ. પછી એકદમ ચીસ પાડી, ને એક ધક્કો મનમોહનને માર્યો.

ચીસ સાંભળીને રાધામા દોડી આવી. મેં દીવો વધાર્યો.

ને—ને કેવી રીતે, કયા શબ્દોમાં મેં એ મારી ભયંકર આફતની વાત કરી તે તો અત્યારે મને સાંભરતું નથી. પણ હું બચી ગઇ હતી: તદ્દનજ બચી ગઇ હતી. મેં જેમતેમ અચકાતાં, ગમે તે લવારો કરીને રાધામાને વાત કરી. પેલા મનમોહનને મેં ધક્કો મારેલો તેથી તેને સારી પેઠે વાગ્યું હતું. ને તે પોતાનું શરીર પંપાળતો ઓ રે, ઓ રે, કરતો હતો.

રાધામાએ આખીય વાતને દાબી દેવાનો પૂરેપૂરો પ્રયાસ કર્યો. મને કહ્યું: ચાલ, હવે કોઇને કશું કહેતી કે બોલતી નહિ. મારી પાસે આવીને સૂઇ જા.

ને, ખરેખર! વાત દાબી દીધા સિવાય બીજું એમાં થઇ પણ શકે તેમ શું હતું? કરવા જેવું પણ શું હતું? વાત ન ફેલાય તેમાંજ, આ હિન્દુના સમાજમાં, મારી રક્ષા હતી, મારી ઇજ્જત હતી, મારી આબરૂ હતી!

અમારા પરોણાએ પોતાના પર થયેલા ઉપકારનો આ રીતે બદલો (!) વાળવાનો પ્રયાસ કર્યો હતો! હાય રે, માનવ! તું દેવ છે, કે દાનવ?

પણ એ વાદળું એમ પસાર થઇ ગયું. આવા સંજોગોમાં ઘણી ખરી વાર છોકરાની નાલાયકી કરતાં છોકરીની 'મોટી ઉંમર'જ વધારે દોષપાત્ર લેખાય છે. અને પછીથી માબાપ તેને કોઇ પણ રીતે ઝટપટ પરણાવી દેવાની ફિકરમાં પડે છે. મારી રાધામાને પણ લાગ્યું કે હવે છોકરી મોટી થઇ ગઇ. તેને પરણાવી દેવી જોઇએ. આપણે તેને પરણાવી ન દઇએ તો પછી આવું થાયજ એમ તે મનમાં માનવા લાગી. અને તેનો એ વિચાર બીજાઓ સાથેની વાતચીતમાં આડકતરી રીતે—ઇશારા રૂપે પ્રકટ થવા લાગ્યો. એટલુંજ નહિ, પણ મારા બાપાજી બહારગામથી આવી જતાં

તેમની પાસે એ બાબતમાં તેણે મક્કમ માંગણી કરી કે હવે આવતે માગશર મહિને તો લીલીને પરણાવીજ દેવી. મારા બાપાજીએ "વારૂ, જોઇશું, વ્હેવાઇને લખીશું." એમ કહ્યું. પણ તેટલાથી સંતોષ ન પામતાં તેણે ઉપરાછાપરી રોજજ એ બાબત પર હઠ કરવા માંડી. અને ખાસ ઉભા રહીને વ્હેવાઇને-એટલે કે મારા સસરાને કાગળ લખાવ્યો.

મારા સસરાનો જવાબ આવ્યો. તેમને કશો વાંધો નહોતો ને બીજા માગશરે મારાં લગન નક્કી હર્યાં.

ને થઇ પણ ગયાં. હા, કશાયે વિઘ્ન વિના મારાં લગન થઇ ગયાં. આ ગાળામાં ખાસ કશું બન્યું નહિ. ને મારાં લગ્ન, એકંદરે સારી ધામધૂમથી થઇ ગયાં. કેમકે મારા પિતાને હસ્તકનો એ પહેલો પ્રસંગ હતો. પોતાની પાસે પૈસો હોય કે ન હોય, એ વાત જુદી છે, પણ "છે" એવું બતાવવા સૌ કોઇ ઇચ્છે છે. અને ખાસ કરી પોતાની સમૃદ્ધિની છાપ પોતાના જ્ઞાતિજનો પર પાડવાની આપણા લોકમાં સૌથી વધારે હોંસ હોય છે. એવી છાપ વડે કન્યા માટે ઝટ વર, અને દીકરા માટે ઝટ કન્યા મળે એ હેતુ અસલમાં હોય એમ માની શકાય. પણ હવે તો હેતુ વગર પણ પોતાના જ્ઞાતિજનો આગળ બડાઇ મારવાની ખાસ ધગશ આપણામાં દેખાય છે. આને અંગેજ મારા પિતાએ મારાં લગનમાં સારી પેઠે પૈસા ખરચ્યા, હાંડી ઝુમ્મરોવાળો શોભાયમાન માંડવો બાંધ્યો, શારાપુરીની ન્યાત જમાડી વગેરે ઘણી ધમાલ કરી.

અને હું પરણી! જેટલી અંદર ઝાળ હતી, તેટલો બહાર શોભાનો ઓપ પામીને હું પરણી.

પરણીને હું સાસરે ગઇ. મારે સાસરે, અલબત્ત, વૈભવ તો

સારો હતો. નોકર ચાકર હતા. રાંધવા માટે પણ રસોઇયો હતો. એટલે મારે કામ કરવાનું તો ઝાઝું નહોતું: મારે કે મારી સાસુને. પણ તે સુખ હતું કે દુઃખ એ એક સવાલ છે. મને તો લાગે છે કે એજ એક મોટું દુઃખ હતું. આવા ઘરનાં દેરાણી જેઠાણી કે સાસુ વહુઓનો વખત કામમાં નથી રોકાતો. તેથીજ તેમની વચ્ચે વધારે વિખવાદ અને ટંટા ઉપસ્થિત થાય છે—નવરાશ અને આળસુ જીવન ખરાં ખોટાં ટીખળ ઉભાં કરીનેજ રસ ઉત્પન્ન કરી શકે છે. એટલે નોકર ચાકર વગરના ઘરમાં આવા માંહોમાંહેના ઝઘડા કદાચ ઓછાજ ઉત્પન્ન થાય, એમ હું ધારૂં છું.

એ ગમે તેમ, હું તો વહુવારૂ હતી. એટલે મારે તો કંઇ કહેવાનું નહોતું. જે હતું તે સહન કરવાનું હતું. મારી સાવકી સાસુ મને ટપલા મારે તો તે પણ મારે ખાઇ જ લેવાના હતા. સારે નસીબે, મારા વરજ મારા સસરાના પાટવી કુંવર હોવાથી કોઇ જેઠાણીનું સાલ મારે માથે નહોતું. પણ જેઠાણી કરતાં સાવકી સાસુ વધારે કપરી એમ મને લાગે છે. સગી સાસુને દ્વેષ હોય તે પુત્રવધુ પ્રત્યેજ—ને તે એકવડોજ. સાવકી સાસુને તો (સાવકા) પુત્ર પ્રત્યે પણ કંઇક અણગમો હોવાનોજ ને તેની વહુ પ્રત્યે તેથી બેવડો અણગમો. એજ મારી સ્થિતિ હતી.

હું સાસરે રહેતી થઇ ને તરતજ આ બધું મારા અનુભવમાં આવવા લાગ્યું. મારી સાસુને લુગડાંનો બહુજ શોખ હતો. તેની પાસે ચાર પાંચ પેટી ભરીને લુગડાં હતાં. ને એમ છતાં તે હંમેશા નવાં ને નવાં વસાવ્યાજ કરતી. મારા સસરાજીને એ વાતની ઘણી ચીડ હતી. તેઓ પૈસા ખરચવે ઉદાર હતા. તે વાતનું તેમને દુઃખ ન હતું. પણ તેઓ ઘરેણાંના બહુજ પક્ષપાતી હતા. અને ઘરેણાં કરવામાં જરાય આનાકાની ન કરતા; કેમકે લુગડાંમાં ખરચેલું ધન સાવ એળે જાય છે; અને ઘરેણાંનો ખર્ચ તો એક જાતનું

રોકાણુજ છે. આમ આ વાતનો ઝગડો તેમને વારંવાર થતો. પરંતુ તે ઝગડામાં હંમેશાં મારી સાસુજ જીતતાં અને મનમાન્યાં લુગડાં કરાવતાં.

પરંતુ મારી સાસુના એ વસ્ત્રશોખે મારા સસરાજીનો જીવ લીધો. ને—

ને વાંક ઢળ્યો મારા પર !

હોળીનાજ દહાડાની એ વાત છે. તે દિવસે રાત્રે મારી સાસુએ અમારે ત્યાં ગરબા રાખ્યા હતા અને પોતાની ઘણીક બહેનપણી સખીઓને તથા મહોલ્લાવાસિનીઓને નોતરી હતી. અમારી અગાશી ઘણી મોટી અને વિશાળ હતી. અને ચાંદરણાંની ઉજળી બિછાતમાં ત્યાં ગરબા ગાવામાં ખરેખરી મઝા આવે તેવુંજ હતું. મારી સાસુને એવા સમારંભો રાખીને મોટાઇ લેવાનો તથા પોતાની દોલત તથા પોતાનાં ચિત્રવિચિત્ર લુગડાંઓનો ભંડાર બતાવવાનો શોખ હતો. એટલે બે ચાર મહિને આવી આવી કંઇ ગોઠવણ તેઓ કર્યા કરતાં. તેમાં આજે તો મારાં લગન પછીની પહેલી હોળી હતી અને મારે સજોડે હોળી પૂજવાની ક્રિયા કરવાની હતી, એટલે તે પણ એક મંગળ પ્રસંગ હતો. આ મંગળ પ્રસંગને લઇને અમે—હું, મારી સાસુ ને બીજી એક બે તેમની બહેનપણીઓ લગભગ બપોરે ત્રણ વાગે બહાર નીકળ્યાં: મારી સાસુને માટે બેએક ફેન્સી સુંદર નવાં લુગડાંની ખરીદી કરવા !

અમે ઘણી દુકાને ફર્યાં ને ઘણી ઘણી નવી ભાત જોઈ. એમાં ને એમાં લગભગ દોઢ કલાક નીકળી ગયો. આખરે એક પારસી બાવાજીની મોટી દુકાને એક સરસ, તદ્દન નવી ડીઝાઇનનું બહુજ ફેન્સી લુગડું મારાં સાસુને પસંદ પડ્યું અને તે તેમણે ખરીદ કીધું. દેવ ભેગો પોઠીયો પૂજાય તેમ મારે માટે પણ, એક સાધારણ

લુગડાની પસંદગી થઇ, ને તે લીધું. તે પછી અમે ઘેર આવ્યાં.

રસ્તે મારાં સાસુજી કહે: લુગડું છે તો મઝાનું, નહિ મંગળાબ્હેન?

અમારી જોડે મંગળા અને મણિ નામની બે જણીઓ હતી.

મંગળા બોલી: આવી ડીઝાઇન હજુ આપણા લોકોમાં તો કોઇએ પહેરી નથી. પારસીનું કોણ જાણે. બાકી વહુ માટેનું લુગડું યે છે તો ફક્કડ!

નવી પરણેતર ઘણા લાંબા સમય સુધી પોતાનું નામ ગુમાવી બેસે છે. તેને માટે સંબોધનમાં 'વહુ' શબ્દજ વપરાય છે—જાણે એ પ્રાણીને વ્યક્તિત્વ ન હોય, એનું નામ ન હોય, એના નામની મહત્તા કે કિંમત ન હોય. એ કોણ?—તો કે વહુ. આ આપણું સંબોધન જ બતાવી આપે છે કે "વહુ"ના તરફ દરેક જણની દષ્ટિ કેવી હોય છે. જાણે એ એક નિષ્પ્રાણ, નિર્જીવ, જડ વસ્તુ હોય તેમ બધા એનું વિશેષ નામ રદ કરી દઇ સામાન્ય નામથી એને સંબોધે છે. હું પણ એ અરસામાં તેવુંજ એક જડ પ્રાણી હતી.

મણિ પણ બોલી: એ તો મહાગવરીબ્હેન જ આવાં લાડ લડાવે, હોં બાઇ! નહિ તો આજના જમાનામાં વળી આટલું બધું હેત કઇ સાસુ પોતાની વહુ પર રાખે છે?

હું તો 'વહુ' હતી. મારાથી તો કશું બોલાય તેમ હતું જ નહિ. મોટેરાંઓની વાતચીતમાં "નાનાં"ઓ તો કદિક બોલી શકે, પણ "વહુ" તો કદિજ ન બોલી શકે—કદિય હરફ કાઢી ન શકે.

મહાગવરી—મારી સાસુ બોલ્યાં: અરે બાઇ, એ તો આજ કાલની વહુઓ છે. સાસુને માથે સવાશેર. તે કરતાં આપણે આપણે માનમાં રહેલાં સારાં.

એવી એવી વાતો કરતાં અમે ઘેર આવ્યાં. અને—

અને ઘેર આવ્યા પછી લગભગ કલાક રહીને હું માથે આવી.

અમારો સન્ડે હોળી પૂજવાનો રચાયલો ક્રમ એથી ભાંગી પડ્યો. તેનું તો કંઇજ નહિ. પણ—

—પણ એ "અપશુકન" પર મારા સાસુએ ભયંકર ચડભડાટ કર્યો. ને પછીના બનાવો પણ એવાજ બન્યા કે એમને દરેક વાતે મારી ઉપર ખીજાવાનુંજ કારણ મળે.

લગભગ સાતેક વાગ્યા હશે. મહોલ્લામાં હોળી પૂજવાનું કામ શરૂ થઇ ગયું હતું. અને કેટલાક તો તેમાંથી પરવારી ગયાં હતાં. એવામાં મારાં સાસુને શોખ થઇ આવ્યો, કે લાવ, પેલું લુગડું લઇ આવ્યા છીએ તે પહેરી તો જોઉં. કેવું દેખાય છે? ને એની સાથે ચોળી કઇ બન્ધબેસતી આવે છે તે પણ વળી જોઇ લેવાય.

મારાં સાસુએ લુગડું ખોલીને પહેરવા માંડ્યું. હું પણ તેજ ઓરડામાં બેઠેલી હતી. અચાનક લુગડા પર એક ઠેકાણે મારી નજર પડી, ને હું ચમકીને બોલી ઉઠી: સાસુજી, સાસુજી, આ લુગડું તો નુકસાની છે!

'હેં! હાય હાય!' કરતાં સાસુજી ગભરાઇને 'નુકસાની'ની તપાસ કરવા લાગ્યાં. એક ઠેકાણે—પહેરવાની કળાથી દબાવી ન દેવાય એવાજ ઠેકાણે, પાલવ પર સામેજ આવે એ રીતે ચપ્પુનો એક કાપ હતો! જાણે જાણી જોઇનેજ કોઇએ મૂક્યો હોય એમ લાગે. એ કાપ કેવી રીતે, શા માટે, કોણે મૂક્યો હશે, તે તો એ પારસી બાવાજી કાપડીઆને ખબર. પરંતુ મારાં સાસુને તો લાગ્યું કે ભયંકર આફતજ આવી પડી. રાત્રે સાડાનવે ગરબા છે. તેને માટે ખાસ નવું લુગડું આણ્યું છે. તેના પૈસા પણ સારી પેઠે આપ્યા છે. ને અત્યારે છેલ્લી ઘડીએ તે નુકસાની છે એમ માલમ પડે છે! હાય, હાય! હવે શું થશે?

માણસ એ આખરેય તો "મોટું થયેલું બાળક"જ છે, એમાં કશી શંકા નથી. બાળકને ચણા ખાવા આપ્યા હોય ને એ દાણા વધુ જોઇતા હોય તો તે માટે એ મોટું ધમસાણ મચાવી મૂકે છે. જાણે દુનિયાભરમાં એજ મહત્વનો વિષય હોય—એના વિના પ્રલયકાળ આવી જવાનો હોય તેટલું બધું એને એ દુઃખ મોટું લાગે છે. મોટાં માણસો પણ એવાંજ હોય છે. પોતાના મનનો એક નાનોશો તરંગ ન સંતોષાય તો તેમાંથી પણ એને દુનિયા ઉથલપાથલ થઇ જવાની હોય એમ લાગે છે, અને તે માટે એ ભારે ધાંધલ—ધમાલ મચાવી મૂકે છે.

મારાં સાસુજી આ પ્રમાણે આ વિષય પર મહા બબડાટ મચાવી રહ્યાં હતાં. એટલામાંજ અવાજ સંભળાયો: તું ઉપર છે કે?

એ અવાજ મારા સસરાજીનો હતો. મારાં સાસુજી કપડાં સમારી ઝટ ઉભાં રહ્યાં; ત્યાં તો સસરાજી બારણામાં આવી ઉભા; ને કહેવા લાગ્યા: ભટ તને કંઇ પૂછવા માંગે છે. તું નીચે જાય છે?

સાસુજી તો તદ્દન રડેલો ચહેરો કરી બોલ્યાં: અરે, શું નીચે જાય, મારું કરમ! આ જુઓને, મોટી લોથ નીકળી છે તે?

મારા સસરાજી એકદમ ગભરાઇ ચિંતાતુર બનીને બોલ્યા: શું છે? શું છે? શું થયું?

સાસુજી બોલ્યાં: આ લુગડું હું આજે પહેરવાને માટે લાવી તે નુકસાની નીકળ્યું! જુઓને, ખાસ્સો ચપ્પુનો કાપજ મૂકેલો છે!

હેં? નુકસાની નીકળ્યું?—કરતા મારા સસરાજી પાસે આવ્યા અને લુગડું હાથમાં લઇ ઉપરનો ચપ્પુનો કાપ જોયો. પછી જરા વારે કહે: કંઇ નહિ, એમાં શું? એ તો બદલાવી લવાશે. કોને ત્યાંથી લાવી છે?

અરે, એ બદલી આપે એવો નથી તો—બેજનજી બહેરાને ત્યાંથી લાવી છું.

સસરાજી હસીને બોલ્યાઃ તને કદાચ દાદ નહિ દે. પણ મારા આગળ એનાથી ગરબડ નહિ થાય. હવે તું ધીરજ રાખ. આજે બીજું પહેરી મૂકજે. કાલે બદલાવી લાવીશ.

સાસુજી બોલ્યાંઃ ત્યારે વળી કાલ પર શીદ રાખો છો? અત્યારેજ બદલાવી લાવોને, તો મને પહેરવા થાય. અત્યારે તમે કંઇ કામમાં છો?

ના, કામમાં તો નથી. પણ મારૂં માથું દુઃખે છે. એટલે કાલે જઇ આવીશ.

ના, ના બઇશાબ! મારો આજનો તાલ ચુંથાઈ જશે. અત્યારેજ બદલાવી લાવોને. વળી એને ત્યાં આ ભાતનું નંગ પણ બીજું એકજ છે. તે વેચાઇ જાય તો પાછું મળવું મુસ્કેલ છે. તમને પગે પડું, અત્યારેજ બદલાવી લાવો.

મારા સસરાજી અડધા પીગળ્યા હતા. છતાં બોલ્યાઃ હવે એક દિવસમાં શું ખાટું મોળું થઇ જવાનું છે? એવા તે કયા આટલું મોઘું ખરીદનારા ઘરાક ધસી આવતા હશે!

પણ મારી સાસુ જીદ લે ને ન જીતે એમ હજુ સુધી કોઇ દિવસ બન્યું ન હતું. માથું દુઃખે છે તો લાવો બામ ઘસી આપું પછી જાઓ; ને બહાર ફરવાથી તો ઉલટી ખુલ્લી હવાને લીધે માથું ઉતરી જશે. ઘરમાં રહ્યાં રહ્યાં વધારે દુઃખશે એવી એવી દલીલો કરી—

અને જીત્યાંજ. મારા સસરાજી લુગડું લઇને જાતેજ બદલાવવા માટે ગયા. ને—

ને આવ્યા ત્યારે જીવતા નહોતા! એમનો લોચેપોચો થયેલો, મોટર તળે ચગદાઇ ગયેલો દેહજ, કેટલેય કલાકે, મહા શોધાશોધ ને તપાસ પછી, પોલિસ દ્વારા, ઇસ્પીતાલમાંથી મળ્યો!

એમનું માથું તો દુઃખતુંજ હતું. ને તેમાં વળી, એમ લાગે છે કે, એમને ક્યાંક ચક્કર આવી ગયાં ને રસ્તે પડી ગયા. પાછળથી ધસારાબંધ આવતી મોટર એમના પર થઇને ચાલી ગઇ. તેમનો દેહ છુંદાઇને લોચો થઇ ગયો. આ ઉપરાંત બીજું શું શું બન્યું હશે તે તો બધી મને ખબર નથી. પરંતુ અમારે ત્યાં હોળી તે હોળીજ થઇ ગઈ. બધો આનંદ ઉલ્લાસ ઉડી ગયો અને રડારોળ ચાલી રહી.

કુદરતે શુંનું શું કરી નાંખ્યું. પણ પરિણામ એ નીપજ્યું કે હું 'નેસ' પગલાંની—અપશુકનિયાળ ગણાઇ. હું "માથે" આવી તેથીજ હોળીપૂજા ન થઇ શકી ને તેથીજ "હોળામાતા ખીજાયાં" ને મારા સસરાજીનો ભોગ લીધો એવું સુદ્ધાં બોલાયું. ડગલે ને પગલે મારો તિરસ્કાર થવા લાગ્યો, વાતવાતમાંથી મારે માટે મહેણાં નીપજવા લાગ્યાં. મારી સાસુ એટલું ન જોઇ શક્યાં—દુનિયામાં કોણ જોઈ શકે છે?—કે પોતે લુગડું બદલાવવાની આકરી જીદ ન લીધી હોત તો આવો પ્રસંગ ન આવત. કોઇક વાર એ વિશે ઇશારો એમનાથી થઇ જતો—પણ તે પછી તરત ફેરવી નાંખતાં. "હું મુઇ—" એટલું બોલી અટકી પડતાં. ને આખરે તો ટોપલો મારાં અપશુકનિયાળ પગલાંને માથેજ આવતો. મારે માથે તો જાણે એક જીંદગીનું મહેણુંજ ચોંટયું! ને—

ને તે માત્ર બૈરાંમંડળનુંજ નહિ, મારા વરનુંયે. તેમનોયે સ્વભાવ વિચિત્ર હતો. આસપાસની વાતોએ તેમના મગજનો કબજો લીધો—લેજ. અને તેઓ પણ વારંવાર મને એ બાબતમાં ટોકા કરવા લાગ્યા.

ને ત્યારથી અમારા ઘરમાં વાતાવરણજ એકાએક બદલાઇ ગયું. મારા સસરાજીના દિલની ઉદારતા મારા વરમાં ન મળે. સસરાજી ગુજરી ગયા પછી બટને રજા મળી. બીજા ઘર ખરચે

પર કાપ મૂકવામાં આવ્યો. સ્ત્રીઓને માટે જાતે લુગડાં ખરીદવા જવાની બંધી થઈ. ક્યાં મરદવર્ગ જોગડ લઈ આવે, તેમાંથી પસંદગી કરવાની, ક્યાં તો ગાંસડી લઈને કાપડીઆનો ગુમાસ્તોજ બતાવી જાય. તેમાં પણ બહુ ભારે કે રઢિયાળાં લુગડાં નજ લેવાનાં એવો મનાઈ હુકમ. લુગડાંની પસંદગી થાય ત્યારે મારા વર જાતે દેખરેખ માટે બેસે અને બને તેટલાં સસ્તાંજ લુગડાં પસંદ કરાવે.

ખાવાપીવામાં પણ એટલીજ કચકચનો યુગ શરૂ થયો. મારા સસરાજી જેટલા ઉદાર હતા, તેટલાજ મારા વર દરેક વાતમાં બહુજ સંકુચિત મનોદશા બતાવનારા નીકળ્યા. મારા સસરાજીની ઉંડી દીર્ઘ દૃષ્ટિને અભાવે ધંધો પણ ઓછો થઈ ગયો. ને એ રીતે પણ સંકડામણ વધી ગઈ.

ને એ રીતે આજે પણ હું મારું જીવન વીતાવી રહી છું. મને કશાં સંતાન નથી થયાં. સંતાન હોય તો તેને લાડ લડાવીને, તેના પ્રત્યે વહાલના ઉભરા કાઢીને પણ હું સળગતું હૈયું ઠારૂં. પણ એ મારા નસીબમાં નથી. તેથી પણ મારે રોજની ટપલાબાજી ખાવીજ રહી. ન્યાતમાં રિવાજ નથી એટલે બીજી પરણી લાવવાની તો મારા વરમાં હિંમતજ નથી. છતાં તેઓ બીજે "કરતા" હોય એવો વહેમ તો મને અવારનવાર જાયજ છે. પણ મને હવે એ કશાનું દુઃખ નથી લાગતું. કેમકે સહન કરવાનેજ હું જન્મી છું, એવી મારી ખાતરી થઈ ગઈ છે. નહિ પીયરનું સુખ, નહિ મોસાળનું, નહિ સાસરાનું. ત્રિવિધ. સાવકું સહીયારૂં. ન સંતાન-સુખ. ન પતિસુખ. કહો. મારૂં હૈયું મરી ન જાય, તો શું જીવે ?

હૈયું મરી જાય, પણ તેથી શરીર મરી નથી જતું. તે તો જીવ્યાજ કરે છે ! હાય, લીલી ! તું તો કહાય જીવશેય ચાહું લાંબું !

સમાપ્ત

# રાજાબાઈ ટાવર

પારસી સતીઓ

કિંમત ૦-૬-૦



જેની અટારીએથી ઝંપલાવીને બે પારસી યુવતીઓએ આપઘાત કરેલો. શા માટે?

**શીલની રક્ષાને કાજે.**

તેની વાત જાણવા શ્રી સાહિત્ય મંદિરને આઠ આનાની ટીકીટ બીડો. ઠે. કેળાપીઠ સુરત

# ભરત ગુંથણ



આ વિષયના પુસ્તકને વખાણના શબ્દોની શી જરૂર છે? માત્ર દશ આનાની કિંમતમાં આવું પુસ્તક બીજું કોઈ મળે તેમ નથી. એનાથી તમે આપોઆપ ઉપરની બેઉ કળા શીખી જશો. તેર આનાની ટીકીટ બીડી મંગાવો.

**સ્ત્રીશક્તિ કાર્યાલય, કેળાંપીઠ, સુરત.**

# સ્ત્રી-ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

### સટ પહેલો: ૧ થી ૧૦

૧ વંધ્યા—સવિતા જુવાન ગુજરાતણની આબેહૂબ મૂર્તિ છે. તેના હૈયાની વેદના ચીતરતી આ ચોપડી એકેએક વાંચકે વખાણી છે. ૦—૪—૦

૨ કાશી—શરદ બાબુની કલમે લખાયલી આ વાર્તા સ્ત્રીઓ માટે સરસ આદર્શ રજુ કરે છે. ૦—૩—૦

૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન (દરેક સ્ત્રી વાંચે)—હિન્દુ સ્ત્રીનું કાયદામાં કેવું સ્થાન છે, તેના હકો શા છે ને શા હોવા જોઇએ, પારસી, મુસ્લીમ સ્ત્રીઓને કેવા હક છે વગેરે માહિતીથી ભરપૂર આ ચોપડી ગુજરાતીમાં એકજ છે. દરેક બાપે દીકરીને, ભાઇએ બહેનને, ને વરે વહુને વંચાવવીજ જોઇએ. ૦—૩—૦

૪ અર્ધાંગના—સ્ત્રીઓ અણીને વખતે પુરૂષને કેવી રીતે મદદ-

ગાર બની શકે તેના આદર્શ રજુ કરતી વાતો. ૦—૪—૦

૫ **ગૃહવ્યવસ્થાની વાતો (બેટરી)**—ઘરખટલાની આંટીઘુંટી પર અજવાળું પાડનારી આ વાર્તાઓ ગુજરાતી સાહિત્યમાં નવીજ ભાત પાડે છે. ૦—૬—૦

૬ **ખાંયણાં**—કોડીલી ગુજરાતણના હૈયામાંથી ટપકેલી જીવનની રમુજી, દયામણી, તેમજ આનંદી બાજુનાં ચિત્રો દોરતી આ લોકગીતોની ચોપડી ઘેર ઘેર રાખવા લાયક છે. ૦—૫—૦

૭ **બલિદાન**—આવતી પ્રજાને શૂરવીર બનાવવા માટે બહેનોમાં આ પરાક્રમની ગદ્ય કવિતાઓનો ખૂબજ પ્રચાર થવો જરૂરી છે. સર અવસરે તેમજ ખાસ કરીને સગર્ભાવસ્થામાં ભેટ આપવા જેવી રૂપાળી ચોપડી. ૦—૫—૦

૮ **ભવાટવી**—હિંદુ સંસારમાં સ્ત્રીઓનાં જીવનની દયામણી બાજુ બતાવતી આ સાચી આત્મકથાઓ વાંચતાં આંખ ભીની થશે. ૦—૪—૦

૯ **મા**—વર, વહુ, મા, બાપના પરસ્પર સબંધ પ્રેમાળ અને વહાલસોયા કેવી રીતે બને તેની છણાવટ આ વાતોમાં કરેલી છે. ૦—૪—૦

૧૦ **જયાના પત્રો-કસોટીમય લગ્ન**—વરવહુનું જીવન સુખી કેમ બને તે સમજાવતાં અને વરે વહુ સાથે ને વહુએ વર સાથે કેવી રીતે વર્તવું તેના પર અજવાળું પાડનારા આ કાગળો બહુજ રસીલા છે. ૦—૬—૦

**આખો સટ રૂા. ૨—૧૨—૦ને બદલે ૨—૯—૦**



## સટ બીજો: ૧૧ થી ૨૦

૧૧ **પતિની પસંદગી**—વરવહુ પોતે એકમેકને પસંદ કરે એવા વિચારો ધરાવનારાઓએ આ વાર્તાઓનું ઝુમખું ખાસ વાંચવા ને વંચાવવા લાયક છે. ૦—૪—૦

૧૨ **લીલીની આત્મકથા**—એક દુઃખીયારી બહેનની આ આત્મકથા સાવકા સહીયારાંના દુઃખો પર અજબ જેવો નવીન પ્રકાશ પાડે છે. જગતમાં શું આવું ય બને છે ?!—એમ આશ્ચર્ય થશે. ૦—૩—૦

૧૩ **ફોઇ**—બંગાળનાં ગામડાંઓમાં બીઓની સ્થિતિ કેવી ખરાબ છે તેનો ચિતાર રજુ કરતી આ વાર્તા ઘણી જ રસિક તથા બોધક છે. ૦—૪—૦

૧૪ **પારસી વાનીઓ**: (શાકાહારી)—લગભગ સો ઉપરાંત ભાતભાતની લસલસતી, લહેજતદાર, માંસમચ્છી વગરની વાનીઓ બનાવવાની સહેલી, ઝટ સમજાય એવી રીતો આમાં આપેલી છે. ૦—૬—૦

૧૫ **વિધવા**—હિન્દુ સંસારની એ દુઃખદ બાજુની જુદી જુદી નજરે છણાવટ કરતી આ ચાર વાર્તાઓમાં ઘણો નવીન પ્રકાશ પાડેલો છે. ૦—૫—૦

૧૬ **કોને પરણું ?**—અભણ ગૌરી ગામડાની છે. ભણેલી ઇન્દુલેખા શહેરની છે. ગામડાની ગૌરી, ઇન્દુલેખા માટે જે ભોગ આપે છે તે ભોગ ઇન્દુલેખાના પોતાના ભોગ જેટલોજ મહાન છે ? આર્ય રમણીના હૃદયની ઉત્તમતાનું આ ચિત્ર જેટલું ભવ્ય છે તેટલુંજ રસિક છે. ૧—૪—૦

૧૭ **સુઘડતા ને સુંદરતા**—વાળનું જતન, દાંતનું જતન,

ચહેરાનું જતન, કપડાં અને ઘરેણાં પહેરવાની કળા, તંદુરસ્તી ખીલવીને સુંદર બનાવવાની કરામતની આ ચોપડીનો જોટો ગુજરાતી ભાષામાં નથી જ. ૦-૮-૦

૧૮ હાસ્ય ફુવારો—શ્રી 'પ્રસાદ'ની રમુજી સામાજિક વાતોનો આ સંગ્રહ દરેક કક્ષાની બહેનોને અત્યંત રસિક લાગશે અને નિર્દોષ આનંદ આપશે. ૦-૮-૦

૧૯ ભૂતના ભડકાઃ—શ્રી ધનસુખલાલ મહેતાની લખેલી આ સુંદર સામાજિક વાતોનો સંગ્રહ સર્વત્ર વખણાયો છે. પૃષ્ઠ બસો. ચિત્રો પત્ર પુષ્કળ આપેલાં છે. ૧-૮-૦

૨૦ વિષવૃક્ષઃ—બંકિમબાબુની આ ત્રીજી સર્વમાન્ય નવલકથા હિન્દુ સંસારી કાયદાઓની છણાવટ ઘણી જ સરસ રીતે કરે છે. બંગાળામાં ઘેરઘેર વંચાય છે. ૧-૮-૦

**આખો સટ રૂા. ૬-૧૦-૦ને બદલે રૂા. ૬-૩-૦**

---

## સટ ત્રીજો ૨૧ થી ૩૦

૨૧ હાસ્ય કલાપ—સામાન્ય કોટિનાં માણસો ઓઓ બાળકોને પણ ખડખડ હસાવે તેવી, છતાં તદ્દન નિર્દોષ અને નિર્બંધ વાર્તાઓનો આ સંગ્રહ ગુજરાતના હાસ્ય સાહિત્યમાં સારૂં સ્થાન પામ્યો છે. ૧-૮-૦

૨૨ દેવી ચોધરાણી—પ્રફુલ્લ નામની સાદી સીધી બાળા કેવી રીતે વીરાંગના બને છે તેનો અત્યંત રસિક અને પ્રેરક હેવાલ. મૂળ બંકીમ બાબુએ લખેલો છે. ૧-૮-૦

૨૩ વીર રાજાઃ (કાળું ગુલાબ)—ફ્રાન્સના નવલસમ્રાટ એલેક-

ઝાંડર ડૂમાએ લખેલી એક જેલર બાળાના પ્રેમ અને શરાતનની અજબ જેવી ઈતિહાસ કથા. ૧—૦—૦

૨૪ **હાસ્ય ઝરણું**—હાસ્યરસના પ્રસિદ્ધ લેખક શ્રી હરિપ્રસાદ વ્યાસની આ વાતો આપણા સંસારની બૂરી બાજુ પર ચાબખા મારતાં મારતાં ખૂબજ કલ્લોલ કરાવે છે. ૧-૮—૦

૨૫ **"જરા ચ્હા મૂકજો"** (હાય આસામ)—સ્હવારે ને બપોરે મોજથી પીવાતા ચ્હાના પ્યાલાઓના ભીતરમાં ચ્હાના બગીચાઓના મજુરોની કેવી કરૂણ હાય વસી છે, તેનું એક મજુરે લખેલું સાચું વાર્તા રૂપ બયાન. જે વાંચીને સેંકડો માણસોએ ચ્હા ત્યજી છે. ૧—૦—૦

૨૬ **રાસ રજની:** (નવી આવૃત્તિ)—ગરબા પુસ્તકોની મહારાણી. ૧—૧૨—૦

૨૭ **જીવન પલટા**—આમાં ત્રણ જુદી જુદી સ્ત્રીઓનું જીવન જુદી જુદી રીતે બદલાઇ જાય છે તેનું વર્ણન આલેખતી રસિક ને બોધક વાર્તાઓ આપેલી છે. ૦—૪—૦

૨૮ **સુખી ઘર**—આપણા ઘરને સ્વર્ગ સમાન સુખી કેવી રીતે બનાવવું તેના પદાર્થપાઠ રૂપ ચિત્ર આલેખતી બોધકથા. ૦—૩—૦

૨૯ **ભરત ગુંથણ**—નાની બાલિકાઓ પણ સહેલાઇથી સમજીને શીખી શકે એવી શૈલીમાં એક અનુભવી પારસી બ્હેને લખેલું પુસ્તક, જાતજાતની તરાહ તેમજ આકૃતિઓ સાથે. ૦—૧૦—૦

૩૦ **ચોર્યાસીનું ચક્કર**—ગુજરાતના એક અનુભવી હાસ્યરસના લેખક આ પુસ્તિકામાં સ્ત્રીઓને રસ પડે અને સહેલાઇથી સમજાય એવી રીતે સંસારની ગમ્મતભરી વાતો લખી છે. ૦—૫—૦

**આખો સટ રૂા. ૯—૧૦—૦ ને બદલે રૂા. ૯—૦—૦**

—o—

## સટ ચોથો: ૩૧ થી ૪૦

૩૧ **રઝિયા બેગમ**—દિલ્હીના ચક્રવર્તી સિંહાસન પર બેસી રાજ્ય ચલાવનારી પહેલવહેલી સમ્રાજ્ઞીનું જીવનચરિત્ર. લ્હાણી માટે ઉત્તમ છે. ૦—૩—૦

૩૨ **ગૃહવિવેક અને બીજી વાતો**—આમાંની મુખ્ય વાતોમાં વિલાયતી અને દેશી સભ્યતા, ઘરની રીતભાતની તુલના કરેલી છે. બીજી વાતોઓ પણ ખૂબ રસિક અને બોધક છે. ૦—૬—૦

૩૩ **સખીના પત્રો અથવા સંસારનાં દર્દો**—લગ્નની નિષ્ફળતાથી કંટાળી જઇને આપઘાત કરવા તત્પર થયેલી એક યુવતિને તેની બ્હેનપણી પત્રો દ્વારા ખરો માર્ગ સૂઝાડે છે. દરેક માબાપે આ પુસ્તક પોતાની પુત્રીને પરણાવતાં પહેલાં આપવું ઘટે છે. ૦—૮—૦

૩૪ **સ્ટવનું શાસ્ત્ર**—આ નાનકડી પુસ્તિકામાં પ્રાઇમસ સ્ટવ વિશે, તેની રચના, તથા જુદા જુદા ભાગો વિશે સચિત્ર અને વિગતવાર સમજૂતી આપી છે. ૦—૩—૦

૩૫ **સ્ત્રી હૃદય**—આ નાની સરખી નવલિકામાં સ્ત્રી હૃદયનો સાચો ચિતાર આપેલો છે. એક આદર્શવાદી યુવાન પાછળ

ઘેલી બની જીવન બલિદાન આપનાર વારાંગનાની કથા એકી બેઠકે પુરી કરવી ગમે તેવી છે. ૦—૩—૦

૬ **માતૃપ્રેમ અને બીજી વાતો**—આ સંગ્રહની મુખ્ય વાત માં એક માતા પોતાનાં સંતાનને ખાતર શું શું સહન કરી શકે છે તેનું આદર્શ દૃષ્ટાંત આપ્યું છે. બીજી વાર્તાઓમાં પણ ઉત્તમ સ્ત્રી પાત્રોનાં આલેખન છે. ૦—૪—૦

૭ **પારસી લગ્નગીતો અને ગરબા**—શું પારસી લોકોમાં બી લગન વખતે ગીતો ગવાય છે? તમે નવાઇ પામશો. છતાં આ ચોપડી જોશો એટલે ખાત્રી થશે. કેટલાંક ગીતો તો ખૂબ રમુજી ને આનંદજનક છે. ૦—૬—૦

૩૮ **દામ્પત્ય જીવન**—સંતતિનિયમન, કસુવાવડ, પ્રતિપ્રેમ જાળવવાની કળા, શરીર નિરોગી ને સુડોળ રાખવાની કળા તથા માસિકને લગતી દરેક ફરિયાદો મટાડવાની વિદ્યા—એ બધું જ આ પુસ્તકમાં આપ્યું છે. ૨—૮—૦

૩૯ **વહેમી પતિ**—એક સંસ્કારીક અને સુધારક યુવાન પોતાની સુંદર અને સુશીલ પત્ની તરફ વહેમાય છે. એ 'વહેમ'ને કારણે તે પત્નીનો ભોગ લે છે. ને પછી ગાંડો બને છે એ પાગલની આપવીતીનો કરૂણ અને હૃદયસ્પર્શી હેવાલ ગૃહજીવનનો નવો જ કોયડો ઉકેલે છે. ૦—૩—૦

૪૦ **આરોગ્ય અને સુખ**—આ પુસ્તકમાં દરેક સ્ત્રી પોતાના કુટુંબની તેમજ પોતાની સુખાકારી કેવી રીતે જાળવી શકે તેને લગતું જરૂરી જ્ઞાન, દરેક ખાદ્ય ચીજોના ગુણદોષ વગેરે આપેલું છે. દરેક ગૃહિણીએ આ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. ૦—૬—૦

**આખો સટ રૂા. ૫—૨—૦ને બદલે રૂા. ૪—૧૩—૦**

—૦—

## સટ પાંચમો: ૪૧ થી ૫૦

૪૧ **સામાજિક વાતો**—સંસારના જુદા જુદા કોયડા ઉકેલતી તાદૃશ વાતો એકી બેઠકે પૂરી કરવી જ પડે તેવી રસિક છે.
૦—૫—૦

૪૨ **રમુજી વાતો: (શ્રીશક્તિની)**—આ વાર્તાઓમાંની ઘણીક આપણા હંમેશના જીવનનાં દશ્યોમાંથી ઉપજાવી છે ને ખૂબ હસાવે તેવી છે.
૦—૪—૦

૪૩ **ભલી ભાભી**—એક સંસ્કારી સ્ત્રી પોતાના દીયરના અપકાર ઉપર ઉપકાર કરી તેને કેવી રીતે નમાવે છે, તેનું સુંદર દૃષ્ટાંત આમાં છે. વૈધવ્ય પામેલી આર્ય અબળા પોતાની નીતિ મર્યાદા સાચવીને પ્રમાણિકપણે પોતાનું ગુજરાન કેવી રીતે કરી શકે તેનો પણ બોધપાઠ છે. કિંમત પણ અલ્પ હોવાથી લ્હાણી કરનારા માટે બહુ જ સવડ ભરેલી છે.
૦—૧—૦

૪૪ **પતિ પ્રભુ છે**—આ ચોપડી પણ લ્હાણી માટે ખૂબ સસ્તી કિંમતે કાઢેલી છે. એમાંની વાર્તા પતિવ્રતની બહુ જ સચોટ છાપ પાડે છે. એક સંસ્કારી પત્ની પોતાના દારૂડિયા ને રખડેલ પતિને વશ કરે છે.
૦—૧—૦

૪૫ **માંદગી અને માવજત**—દરેક સ્ત્રીને આ વિષયનું તો જ્ઞાન હોવું જ જોઇએ. માંદાની સારવાર સંબંધી ખૂબ ઉપયોગી સૂચનાઓથી આ પુસ્તક ભરેલું છે.
૦—૪—૦

૪૬ **વાતનું વતેસર**—બાળાઓ સ્હેલાઇથી ભજવી શકે એવું હાસ્યરસિક નાટક.
૦—૧—૦

૪૭ **ઘરેણાંનો શોખ**—વિમળા નામની એક ભોળી છતાં

સૌંદર્યશોખીન બાળાએ પોતાના ઘરેણાં-શોખને લીધે પોતાનો પતિ જેલમાં જાય એવા સંજોગો કેવી રીતે ઉભા કર્યા તેનો તાદૃશ ચિતાર આપતી આ વાર્તા સચોટ અસરકારક છે. ૦—૧—૦

૪૮ **પારસી સતીઓ**—રાજાબાઈ ટાવર પરથી બે પારસી બહેનોએ પોતાનું શીયળ સાચવવા ખાતર ભુસકા મારી કરેલા આપઘાત. ૦—૬—૦

૪૯ **એકાદશી**—શ્રી સરોજિની મહેતા (એમ. એ.)ની લખેલી અગિયાર સુંદર સામાજિક વાતો બધીજ નવા સિધ્ધાંતો રજૂ કરે છે. ૦—૧૧—૦

૫૦ **રાણકદેવી**—હજાર વર્ષ ઉપર થઇ ગયેલી મહાન વિભૂતિની આ જીવનકથા અર્વાચીન શૈલીમાં ગુજરાતના એક ઉત્સાહી સિદ્ધહસ્ત લેખકે ઘણીજ રસિક લખેલી છે. ૦—૧૨—૦

**આખો સટ રૂા. ૨-૧૩-૦ને બદલે રૂા. ૨-૧૦-૦**

—૦—

## સટઃ છઠ્ઠો ૫૧ થી ૬૦

૫૧ **શિવાજીની બા**—મહારાષ્ટ્ર વીર શિવાજીને જન્મ આપી ઉછેરનાર વીર માતાનું રસિક અને પ્રેરણાદાયક જીવન-ચરિત્ર દરેક બહેને એક વાર અવશ્ય વાંચવું જ જોઇએ. (તેર આનાની ટિકિટ બીડવી) ૦—૧૦—૦

૫૨ **સાસુની શિખામણ**—વહેમી માન્યતાઓને લીધે સ્ત્રીઓનાં જીવનની કેટલી હાનિ થાય છે તેની બોધકથા. ૦—૧—૦

૫૩ **કાયદાનું અજ્ઞાન**—એ અજ્ઞાનને લીધે બહેનો પોતાની દુઃખી હાલત કેવી રીતે ખુએ છે તેની બોધકથા. વ્યાજ ઉપજાવવાની જરૂરી માહિતી સાથે. ૦—૧—૦

૫૪ **નામ વગરની નવલકથા**—કપરા સંજોગોમાં મૂકાયેલી એક પારસી બહેનના અનુભવોની રસિક વાર્તા. ડીટેકટીવ રસથી ભરપૂર. ૧—૮—૦

૫૫ **નારીભિષક**—સ્ત્રીઓના રોગોની ચિકિત્સા તથા ઉપચાર વિશેનું પ્રમાણભૂત પુસ્તક. ૦—૪—૦

૫૬ **માસિક ધર્મ**—'અટકાવ' વિશેની ઉપયોગી માહિતીથી ભરેલો નિબંધ. ૦—૨—૦

૫૭ **નવા સાથિયા**—દિવાળીના દિવસોમાં પોતાનું આંગણું દીપાવવા માટેના સુંદર અજોડ નમુના આમાં આપ્યા છે. ૦—૨—૦

૫૮—૫૯ **વીર તારા**—(બે ભાગમાં) તોડાની વીરાંગનાનું પ્રેરણાત્મક ચરિત્ર. પૃષ્ઠ ૪૦૦ ગ્લેઝ કાગળ. કુલ ૨—૪—૦

૬૦ **ગોરમાનાં ગીતો**—ગોરોમાં ગવાતાં ગીતોનો સંગ્રહ) ૦—૧—૦

**આખો સટ રૂા. ૫—૧—૦ને બદલે રૂા. ૪—૧૨—૦**

—०—

## સટ સાતમો: ૬૧ થી ૭૦

૬૧ **મેડમ ડેમીડા**—(નીહિલિસ્ટોના પંજામાં) આ એક રૂશિયન વાર્તા છે. જેમાં મેડમ ડેમીડા નામની એક સ્ત્રી ઘણાંજ હેરતભરેલાં તેમજ બુદ્ધિ—ચરાતનનાં કામો કરે છે. ૦—૧૨—૦

૨ **સામાજિક વાતો. ભાગ ૨.**—લેખક શ્રી રમાકાન્ત દ્વિવેદી. આમાં આપણા આધુનિક સમાજને સ્પર્શતી અને તેનાં જુદાં જુદાં દૃષ્ટિકોણ રજુ કરતી રસિક નવલિકાઓ આપેલી છે. ૦-૩-૦

૩ **ગુણિયલ ગૃહિણી**—સારી ગૃહિણી કોણ? પોતે ભપકાદાર સાડી પોલકાં પહેરીને ઠેર ઠેર ભાષણો કરતી ફરે તે? કે પોતે આત્મભોગ આપીને પોતાનાં અને પોતાની આસપાસનાંઓને સુખી કરવા પ્રયત્ન કરે તે? આ પ્રશ્ન સમાજનો સનાતન પ્રશ્ન છે. તેને વિશે વિચારો જગાડતી આ નાનકડી નવલિકા ખરેખર વાંચવા અને વંચાવવા જેવી છે. ૦-૧-૦

૪ **શ્રી સ્વાતંત્ર્ય**—સ્વતંત્રતાના અંધ ખ્યાલોમાં અથડાતી એક યુવતી આખરે ઠોકરો ખાઇને કેવી રીતે પાછી સાચા માર્ગ ઉપર આવે છે તેનું આ નવલિકામાં શ્રી રમાકાન્ત દ્વિવેદીએ સરસ આલેખન કર્યું છે. ૦-૧-૦

૬૫ **દક્ષિણી રાંધણકળા**—મહારાષ્ટ્રમાં બનતી રસોઇની વાનીઓ કેવી રીતે બનાવવી તેનું આ પુસ્તક ગુજરાતમાં વસતી એક ચતુર દક્ષિણી બહેને લખેલું છે. ૦-૩-૦

૬૬ **સતી જસમા**—પતિવ્રતની ખાતર પ્રાણ આપનારી આ વીર નારીની જીવનકથા સરળ, સાદી ને રસઝરતી બાનીમાં આલેખી છે. ૦-૬-૦

૬૭ **સંસાર દર્શન**—સંસારમાં ડગલે ને પગલે અનેક મુંઝવતા પ્રશ્નો આવી પડે છે. આ પ્રશ્નોને જુદી જુદી નજરે ટુંકી વાતોમાં નીરખીને વણી લીધા છે. ૦-૬-૦

૬૮ **ભૂમિમાતા-આનંદમઠ**—વંદેમાતરમ્ રાષ્ટ્ર ગીતના ઉદ્ભવ સ્થાન રૂપ નિર્મળ દેશભક્તિની અપૂર્વ પ્રેરણા આપતું સ્વ.

સાક્ષર શ્રી બંકીમચંદ્રનું લખેલું આ પુસ્તક એકેએક હિંદી સ્ત્રી પુરૂષે વાંચવા જેવું છે. નવી આવૃત્તિ ૧—૦—૦

૬૯ **બાળવિધવા**—બાળવિધવા એ ગુજરાતના ઉચ્ચ સમાજનું દયામણું પ્રાણી છે. એના પ્રત્યે દરેક સહૃદય માણસ સહાનુભૂતિથી જુએ છે. અને ઘણાક સંસ્કારી યુવકો તો તેનો હાથ ઝાલી સુખી કરવાની ધગશ ધરાવે છે. એવી એ બાલિકાઓએ પોતાનો માર્ગ કેવી રીતે કરી લીધો તેનો ચિતાર આમાં છે. ૦—૨—૦

૭૦ **સાચાં સહોદર**—ભાઇ બ્હેનનાં પ્રેમની અદ્દભુત ઝાંખી કરાવતી આ નવલકથા વાંચતા હૃદયને હલમલાવી નાંખે છે. ૧—૮—૦

**કુલ રૂા. ૪—૧૦—૦ને બદલે રૂા. ૪—૫—૦ પોસ્ટેજ જુદું**



## સટ ૮મો : ૭૧ થી ૮૦

૭૧ **ચેપડા અથવા એક પર બીજી**—સુંદર પાત્રાલેખનવાળી સામાજિક વાર્તા એક પર બીજી પત્ની કરનારને અજબ જેવી રીતે કેવી નસીયત મળે છે તેનું દૃષ્ટાંત રજુ કરે છે. ૦—૩—૦

# સ્ત્રીશક્તિ ગ્રંથમાળા વિશે

## પ્રશંસાના ઉદ્દ્ગારો.

**ભરત ગુંથણ**—વિશે લોકવાણીના તંત્રીજી લખે છે—

આ પુસ્તક ઘેર ભરત ગુંથણ કરતાં અને શાળામાં અભ્યાસ કરતાં બહેનોને સારૂં માર્ગદર્શક થઈ પડે એવું છે. ભરત ગુંથણની પદ્ધતિ એમાં સમજાવવામાં આવી છે ને એ પદ્ધતિને સાનુકૂળ ચિત્રો પણ પુષ્કળ આપવામાં આવ્યાં છે...આ પ્રકારનું પુસ્તક બહુ ઉપયોગી થઈ પડે તેમ છે.

**સુખી ઘર**—વિશે પ્રસ્થાનના તંત્રીજી લખે છે—

સ્ત્રીઓને ગૃહિણી તરીકે સ્વમાન કેળવવાનો, ઘરકામને દીપાવવાનો, સંસ્કારી થવાનો બોધ મળે તેવું સાહિત્ય આ પુસ્તકમાં સુગમ ભાષામાં આપેલું છે.

**ભલી ભાભી**—વિશે સાપ્તાહિક મુંબાઈ સમાચારના તંત્રીજી લખે છે—

આ નાનકડી પેમ્ફ્લેટ સ્ત્રીઓને ઉદારતાનો બોધપાઠ આપવાનું કાર્ય બહુજ સુંદર રીતે કરી શકે તેમ છે...એની લ્હાણી થવી જોઈએ.

**પતિ પ્રભુ છે**—વિશે સા. મુંબાઈ સમાચારના તંત્રીજી લખે છે—

આ ચોપડી પણ લ્હાણી કરવા જેવી છે. એક દારૂડીયા ધણીની સ્ત્રી પોતાના પતિને ખાતર ખૂબ સંકટો સહન કરે છે. આખરે તે વશ થાય છે ને પોતાની કુટેવો છોડે છે. ને બેઉ સુખી થાય છે.

# સ્ત્રીશક્તિ ગ્રંથમાળા વિશે

## પ્રશંસાના ઉદ્‌ગારો

**માંદગી અને માવજત**—વિશે **મુંબાઈ સમાચાર** લખે છે—

આપણે સ્ત્રીઓની સ્વતંત્રતા ને સમાનતા વિશે ગમે તેવી વાત કરીએ, છતાં સ્ત્રીઓમાં જે નૈસર્ગિક કળા છે તેને પુરુષો કદિ પહોંચી શકવાના નથી. તેમાંની એક કળા તે નર્સીંગ છે— દરેકે દરેક સ્ત્રીના હાથમાં આ પુસ્તક મૂકાય તો તેથી તેને એ વિષયનું સારૂં જ્ઞાન પ્રાપ્ત થાય એ નક્કી છે.

**પ્રજાબંધુના** તંત્રીજી લખે છે—

ઘરમાં સ્ત્રીને માંદાની માવજતનું જ્ઞાન હોય તે હિંદુ સમાજમાં ખૂબ જરૂરનું છે. એ જોતાં તેમની દૃષ્ટિએ લખાયલું આ પુસ્તક કીમતી થઈ પડશે.

**રઝિયા બેગમ**—વિશે **પુસ્તકાલયના** તંત્રીજી લખે છે—

આ પુસ્તિકામાં તેરમી સદીની આ સુલતાનાનો સરસ પરિચય અપાયો છે...લેખન શૈલી વખાણવા જેવી છે.

**ગૃહવિવેક**—વિશે તેઓ લખે છે—

વાર્તાઓ બોધક છે. સ્ત્રીઓ માટે પુસ્તક મઝાનું ને આવકારપાત્ર છે. મહિલા પુસ્તકાલયો જરૂર ખરીદે.

**સખીના પત્રો**—વિશે **લોહાણા હિતેચ્છુના** તંત્રીજી લખે છે—

આ ઉપયોગી પત્રમાળાને પુસ્તકનું રૂપ આપી સ્ત્રી સા. મંદિરના સંચાલકોએ વર્તમાન જગતને પોતાની એક ઉણપનું જ્ઞાન આપ્યું છે. આવાં પુસ્તકોનો વધુ પ્રચાર કરવાની સુચના સાથે લેખક તથા પ્રકાશકને અભિનંદન

---

દેશબંધુ પ્રેસ, સુરત

